ૐ

# જરદાલુ

—યાને—

## —: વ્યક્તિ ત્રિપુટી :—

( એક પ્યારના અત્યાચારની વાર્તા )

લેખક,

શિવલાલ ત્રિભુવન વાંટાવદરકર.

પ્રકાશક,

રણછોડલાલ મોતીલાલ શાહ

ગીચીરોડ—અમદાવાદ.

મૂલ્ય ૦—૬—૦

ૐ

# જરદાલુ.

## એક

## એક પ્યારના અત્યાચારની કથા.



હા! અમ્હે બેઉ દોસ્તો હતા—જીવજાન દોસ્તો હતા—હું જ્યોતિ અને પેલા જીવન સગા ભાઇઓથી વિશેષ હતા અને દુનિયા તાજુબ થતી કે આટલા હદની દોસ્તી કેમ હોઇ શકતી હશે. કોઇ કોઈ તો મ્હારી ઈર્ષ્યા પણ કરતા, જો કે અમ્હે શ્રીમંત ન્હોતા તેમ કોઇ પરિના પતિ નહોતા.

અને મ્હને પોતાને પણ આજે આશ્ચર્ય થાય છે કે આવી દોસ્તી કેમ થઇ હશે? અમ્હારી પંદર સત્તર વર્ષની ઉમ્મરે અમ્હે એક પબ્લીક રોડ ઉપર એકાએક ભેટ્યા હતા અને જોકે અમ્હે બન્ને તે વખતે નિર્ધન હતા તોપણ બન્નેમાં ઉત્સાહ, કૂદાકૂદ અને કાંઇક મહાન્ કરવાની આકાંક્ષા પ્રબળ હતી. એ એકજ બાબતે અમ્હને પરસ્પર ખેંચ્યા અને બંનેનું હસ્ત મિલન કરાવી દોસ્તના સીલથી અમ્હને પવિત્ર ક્યા.

આજે તે વાતને વીસ વર્ષ વીતી ગયાં છે. પણ તે નિસ્પૃહી, નિઃસ્વાર્થી, કુદકા મારતી જુવાની વખતની મુલાકાતનો હર્ષ હું એક પળ પણ વિસ્મરી શકતો નથી.

એ પછી અમ્હે તરતજ છુટા પડયા હતા. બન્નેનો નિવાસ ગુજરાત અર્થે જુદા જુદા શહેરોમાં હતો. એ દરમ્યાન અમે એક બીજાને માન અને માયાની ઉછળતી લાગણીના રંગથી રંગાયલા પત્રો લખતા અને હર્ષતા.

જીવન મ્હને વિદ્વાન અને પરગજુ માનતો અને મ્હારાં લખાણો અને કાર્યોની હિમાયત કરતાં ઘણી વખતે મ્હારા શત્રુઓથી લડવાનું પણ જોખમ ખેડતો. પોતે ભણી શકયો નહિ કે તત્ત્વજ્ઞાન શિખી શકયો નહિ તે માટે કોઇ વખતે પત્રમાં પસ્તાવો દર્શાવતો, જેના પ્રતિઉત્તરમાં હું ત્હેને હિમ્મત આપવા લખતો.

"ભણતર કરતાં સહવાસથી માણસ વધારે બુદ્ધિશાળી અને પવિત્ર બની શકે છે."

વર્ષો વિત્યા અને અમ્હે ઉભય એક નાટક મંડળીના જોડીઆ મેનેજરો નિમાયા. અમ્હારો પ્રેમ પણ પ્રતિદિન વૃદ્ધિ પામતો હતો. પણ એટલામાં એક કમનસીબ બનાવ બન્યો, જેણે બન્નેની જીંદગી ધુળધાણી કરી નાખી. તે બનાવ તે બીજો કોઇ નહિ પણ મીસ જરદાલુ નામની એક કુમારિકાની પધરામણી હતી

અહો ! તે ખુબસુરત દીવ્ય મૂર્તિ ! કેટલી મનહર પણ તે છતાં કેટલી નિર્દોષ તેને મ્હોતના મ્હાંમાંથી મ્હેં બચાવેલી હોવાથી તે મ્હારા ઉપર ફિદા હતી. અને મ્હને પોતાનો પ્રિયતમ બનાવવા ચાહતી હતી.

આવી ખુશખબર શું હું દીલોજાન દોસ્ત જીવનથી છુપાવી શકું ! મ્હેં ત્હેને સઘળી વાત નિવેદન કરી અને ત્હેના આશિર્વાદ સાંભળવા ઇચ્છયું. હા ! પણ ત્યાંજ મ્હારી ભૂલ હતી.

અમ્હારા ત્રણેની સત્યાનાશી ત્યાંથીજ શરૂ થઇ, તેણે મીસ જરદાલુને જોઇ હતી અને તે ત્હેને પોતાની બનાવવા ઝંખતો હતો પણ તે તેને ધુતકારી કાઢતી. આ બધી વાત ત્હેણે મારાથી છુપાવી અને કૃત્રિમ હાસ્યથી મ્હને મુબારકબાદી આપતાં કહ્યું:

" દોસ્ત જયોતિ ! મીસ જરદાલુ ત્હને પોતાનો પતિ કરવા તૈયાર થાય એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. ત્હારા જેવો બુદ્ધિશાળી, પવિત્ર દીલનો અને પ્રેમી યુવાન ત્હેને બીજો કોણ મળવાનો હતો ? પરંતુ જો, હું તને એક વ્યવહારની વાત કહું. લગ્નનું પરમ સુખ ભોગવવું હોય તો આર્થિક સાધન પુષ્કળ જોઇએ. હજી તું પગારદાર છે કાંઇ સારી રકમ બચાવી શક્યો નથી. દુનિયામાં હમણાં વર્તમાનપત્રો પુષ્કળ પ્રમાણમાં બહાર પડે છે ને ત્હેમાં ઘણો

સારો તડાકો પડે છે. તું જો એકાદ વર્તમાનપત્ર કહાડે તો ઘણી સારી રકમ મેળવી શકે અને તે વડે ત્હારી માશુક સાથે સુખી જીવન વિતાવી શકે. મ્હારૂં માને તો એક વર્ષ માટે લગ્ન મોકુફ રાખ. અને જેમ બને તેમ સત્વર એક વર્તમાનપત્ર કહાડ, એક વર્ષમાં તો ત્હારી પાસે પુષ્કળ દ્રવ્ય એકઠું થઇ જશે ને તું પોતે વિદ્વાન તેમજ સારો લેખક પણ છે, એટલે તંત્રી પણ શોધવો પડશે નહિ."

જીવન કોઈ દિવસ ખોટા ઇરાદાથી સલાહ આપી શકે એમ હું સ્વપ્નમાં પણ માનતો નહોતો. તેથી મ્હેં લાંબા વિચાર વગર–શ્રદ્ધાથીજ એ સલાહ કબુલ રાખી અને મુંબઈ તરફ ઉપડી ગયો. કારણ કે વર્તમાનપત્ર કહાડવાનું અનુકુળ સ્થળ મ્હને મુંબઇ લાગ્યું.

જતી વખતે હું મીસ જરદાલુને મળવા અને મ્હારો ઈરાદો જણાવવા ખુશી ન હતો, કારણ કે એકાએક મારા વિયોગથી ત્હેને બહુ દુ:ખ થશે એમ હું માનતો હતો. મ્હેં ત્હેને મુંબઇથી પત્રથી ખબર આપવા નિશ્ચય કર્યો હતો.

વર્તમાનપત્રના ધંધામાં પૈસો રળવો એ મ્હારા મિત્રે કહ્યું હતું તેટલું સહેલું કામ ન હતું. બે મહીનામાં મ્હારા હાથમાંની અડધી મુડી ખર્ચાઈ ગઈ, એટલામાં મ્હારા લખાણોનો એક પ્રશંસક મિસ્ટર ગોવિન્દ એકાએક મ્હને મળ્યો. તે ઘણાં વર્ષોથી મુંબાઈમાં મ્હોટો વેપાર ખેડતો

હોવાથી માલદાર બની ગયો હતો, ત્હેને પઇસાનો હિસાબજ ન હતો. મ્હને જોઇને તે ઘણો ખુશી થયો અને પોતાના ઘેર લઈ જઇ મ્હારૂ સ્વાગત પૂર પ્રેમથી કરવા લાગ્યો. છેવટે મ્હારી હકીકત સાંભળ્યા બાદ ત્હેણે મ્હને પોતાના ચાલુ વ્યાપારમાં ચાર આની હિસ્સો નાખી આપવા કહી ત્હેની સાથેજ કામ કરવા અને રહેવાની દરખાસ્ત કરી, જે મ્હેં ઘણાજ ઉપકાર સાથે સ્વીકારી. ને બીજા દિવસેજ વર્તમાનપત્રનો ધંધો બંધ કરી નાખ્યો.

ગોવિન્દની મહેરબાનીથી મ્હને એક વર્ષમાં પંદર લાખ રૂપિઆ મળ્યા હા! પણ મારી દીલોજાનનું શું? ત્હેનો કઇ પત્ર? કાંઇ સમાચાર?

ભગવાન–ભગવાન કરો!

શું ત્હે બદલાઇ ગઇ હશે? અગર મરી ગઇ હશે?
આટલી થોડી મુદ્દતમાં શુ એમ થવું શક્ય છે?

ખેર! ચાલો સુરત જઈ તપાસ તો કરીએ? હું તો ઉપડયો. સુરતમાં પગ દેતાંજ પોલીસે મ્હને પકડયો અને બેડીઓ ઠોકી દીધી.

"શું છે ભાઇ?" ચકિત ચ્હેરે મેં પૂછયું.

ઉત્તર આપતાં ક્રૂર આંખ કરી ઇન્સ્પેક્ટર બોલ્યો:

"નિર્દોષ મીસ જરદાલુનું ખુન કરીને વળી 'શું છે ભાઈ?' કહે છે કે?

"ખુન ? મીસ જરદાલુનું ખુન? મ્હારી દીલદાર ત્યારે શું આ દુનિયાનો ત્યાગ કરી ગઇ છે ?" અને હું તેજ ક્ષણે જમીનપર પટકાઈ પડયો.

હું જ્યારે શુદ્ધિમાં આવ્યો ત્યારે મ્હને પોતાને જજ સમક્ષ ઉભેલો જોયો. કોર્ટમા તમાશગીરોની મોટી મેદની જામી હતી. તે વચ્ચે મ્હેં મ્હારા મિત્ર જીવનને પણ જોયો. મ્હને કાંઈક હિમત આવી કે મ્હારો મિત્ર મ્હને ખોટા આરોપમાંથી બચાવવા બનતું કરશે. એટલામાં જીવનનું નામ પોકારવામાં આવ્યું અને તેણે કોર્ટના સવાલોના જવાબમાં કહ્યું:

"ગયા જુનની છઠ્ઠી તારીખે સાંજે માહારો મિત્ર ત્હેની ભાવિષ્યની પત્ની મીસ જરદાલુને લઇને મ્હારા ઘેર આવ્યો. જમ્યાબાદ તેણે ગાવાનું શરૂ કર્યું અને હું પીઆનો વગાડવા બેઠો. સંગીતના કેફથી જ્યોતિની આંખો ઘેરાવા લાગી. મ્હેં ત્હેછે ડિસ્ટર્બ નહિ કરવા ખાતર વાદ્ય બંધ કર્યું અને મ્હારી લાયબ્રેરી જોવા મીસ જરદાલુને આમંત્રણ આપ્યું. અમો બન્ને ત્યાં વાતો કરતાં હતાં તેવામાં જ્યોતિ જાગ્યો અને અમને બીજા રૂપમાં એકલા જોઇ શંકાશીલ થયો, અહમ્હારી પાસે દોડી આવી તેણે અમારા ઉપર અયોગ્ય તહોમત મૂકયા અને ધલીચ શબ્દો સંભળાવ્યા. અને અમો હજી પણ જવાબમાં એક શબ્દ પણ ઉચ્ચારીએ તે પહેલાં તો ત્હેણે મીસ જરદાલું ઉપર ગોળીનો પ્હાર

કર્યો અને તે બેશુદ્ધ થઈ પડી. હું ત્યાંથી ન્હાસી છુટયો અને સર્વને ગુપચુપ ઠેકાણે કરવાની આજ્ઞા મ્હારા એક નોકરને કરી હું ભયને લીધે ઘર છોડી ગયો. બીજે દિવસે સ્હવારે તપાસ કરતાં મ્હારા જાણવામાં આવ્યું કે જ્યોતિ પકડાયાંના ભયથી મુંબઇ ન્હાસી ગયો છે માત્ર થોડા દિવસ ઉપર મ્હને મુંબઈથી એક તાર મળ્યો જેમાં જ્યોતિ અમુક દિવસે રવાના થઇ અત્રે આવવાનું જણાવતો હતો. પ્રથમતો મ્હને વિચાર થયો કે મ્હારે ત્હેના ગુપ્ત ગુન્હાની વાત દાટીજ રાખવી, કારણે કે તે મ્હારો દીલોજાન દોસ્ત હોઇ ત્હેને થતી શિક્ષાથી મ્હારૂં હૃદય ટૂટી પડશે, વળી આ વાત મ્હારા અને મ્હાર નોકર સિવાય અન્ય કોઈપણ જાણતું ન હોવાથી જો હુંજ તે પોલીસને જણાવું નહિ તો સંભવ ન હતો કે મ્હારા મિત્રને આવા ભયંકર ગુન્હાની શીક્ષા કદાપિ ભોગવવાનો સમય આવે. પરન્તુ પાછળથી મ્હને વિચાર થયો કે એમ કરવામાં હું મ્હારા પવિત્ર હૃદયનાં વિદ્વાન મિત્રને અન્યાય કરૂંછું તે મ્હને ઘણી વખત શિખવી ગયો છે કે સ્નેહ કરતાં ફરજને વધારે માન આપવું એ ઉત્તમ પુરૂષનું ખાસ લક્ષણ છે ખૂન જેવી બાબત છુપાવવી એ સારી સમાજ સ્હામે મહોટો અપરાધ કરવા બરાબર છે. અને મ્હને લાગ્યું કે જો કે પોલીસને ખરી વાત કરી દેવાને પરિણામ મ્હારા મિત્રને ફાંસી લટકવું પડશે અને મ્હને પોતાએ નિહાળી અસહ્ય કષ્ટનો અનુભવ થશે તો પણ પોતાનો મિત્ર આટલા ભોગે

પણ જનસમાજ અને પરમાત્મા પ્રત્યેની પોતાની ફરજ અદા કરી શકયો છે તે ખ્યાલથી મ્હારા મિત્રનું મરણ પણ આનન્દમાં અને સંતોષમાંજ થશે. આ વિચારથી મ્હેં જે દિવસે મ્હને તાર મળ્યો તેજ સ્હાંજે પોલીસને સઘળી વાત કહી. હવે જો કે એક પવિત્ર ફરજ તરીકે હું આ કબુલત કરૂં છું તો ખરો, પરન્તુ મ્હારે કહેવું જોઇએ કે મ્હારો મિત્ર સ્વભાવે ખુની નથી તેમજ આ એક પ્રસંગ સિવાય તેણે કોઇનું શરીરથી તો શું પણ વચન કે મનથી પણ અહિત કર્યું નથી; એટલુંજ નહિ પણ તદ્ઉપરાન્ત પોતાના સ્વાર્થના ભોગે તેણે હંમેશાં તેણે હરકોઇનું ભલું જ કરવામાં જીવન ગુજાર્યું છે. મ્હારા પોતા ઉપર પણ ત્હેના અનેક ઉપકાર થયેલા છે. સમાજ ઉપર ઉપકાર કરવા ખાતર તો તે હમેશ નિર્ધન રહ્યો છે. આવા એક માણસની પ્રેમ સંબંધી વ્હેમથી ઉશ્કેરાઇ ગયેલી હાલતમાં થઇ ગયેલી ભૂલ માટે કાયદાનો પુરેપુરો અમલ નહિ કરતાં ત્હેના પ્રત્યે દયા અને અનુકમ્પાની લાગણીથી કામ લેવામાં આવશે એવી નામદાર કોર્ટને મ્હારી અત્યંત નમ્ર અરજ છે.

જબરા હિતેચ્છુ! મહાન પ્રસંશક! ફરજના તત્ત્વજ્ઞાનને સ્વાર્થના જબરજસ્ત હથિઆર તરીકે વાપરવાની 'કલા' નો પ્રચંડ પ્રોફેસર !........હવે મ્હને લાગ્યું કે દુનિયા તે દુનિયાજ છે; અને તત્ત્વજ્ઞાનના તરંગો કંઈ જુદીજ વસ્તુ છે. હું સ્તબ્ધજ થઇ ગયો. મ્હારૂં નામ પોકારવામાં

આવ્યું અને મ્હને પીંજરામાં ખેંચી જવામાં આવ્યો, જ્યાં હું મૃતકવત્ ખેંચાયો ગયો. મ્હને શું પૂછવામાં આવે છે ત્હેનું મ્હને કાંઇ ભાન નહોતું. મ્હેં કાંઈજ જવાબ આપ્યો નહિ, જજ, જ્યુરી, અને તમાશગીરો એમ માનતા જણાયા કે આરોપી વિદ્વાન હોઇ એક વખત ઉતાવળને લીધે થયેલા ગુન્હા માટે પસ્તાય છે અને તેથી કાંઈ ખોટો બચાવ જોડી કહાડવાનું પસંદ ન કરતાં મૌન સેવી ગુન્હાનો સ્વીકાર કરે છે.

જજ અને જ્યુરીએ ફાંસીને બદલે પાંચ વર્ષની સખ્ત મજુરી સાથેની જેલની મ્હને સજા ફરમાવી અને મ્હારા પ્રત્યે બતાવવામાં આવેલી અનુકમ્પા માટે ઇશ્વરનો ઉપકાર માનવા મ્હને ફરમાવ્યું.

થયું ! ખેલ ખલાસ ! ફિલસુફ સાહેબ જેલની નવી દુન્યોના મ્હેમાન થયા ! પત્થર ફોડવાનું અને બગીચાને પાણી પાવાનું કામ કરવા, આજ સુધી પવિત્રતા, દોસ્તી પ્રેમ, મોક્ષ આદિ કલ્પનાઓમાં ઉડતા તત્ત્વવેત્તા સાહેબ, પગમાં લોખંડની જંજીરો સાથે ચોર–ડાકુ–ખૂની અને દારૂડીઆ લોકોના તરફ પગલા ભરવા લાગ્યા !

જેલમાં સાત દિવસ તો નવા મ્હેરોણાને 'મ્હેરોણા' તરીકેજ રાખવામાં આવે છે, કાંઈ મજુરી કરાવવામાં આવતી નથી, પરન્તુ એ તો મ્હારે માટે બહુ દુઃખદાયક

થઇ પડ્યું; કારણ કે નવરા મગજમાં ભયંકર વિચારો આવવા લાગ્યા. ત્રણ દિવસમાં તો હું લગભગ દિવાના જેવો બની ગયો. દુનિયામાં ઢંગ, ન્યાય તોળનારનાં કાટલાનું પોલાપણું, બુદ્ધિવાનનું અંધપણું, સ્થીતિનું અસ્થિરપણું–અરે! કાંઈ કાંઇ વિચારોએ મ્હારા મગજમાં તોફાન મચાવી દીધું અને મ્હેં ખાવું, પીવું, સુવું સર્વને રાજીનામું આપી શિર પટકવામાં, માથાના વાળ વીંખવામાં, અને છાતી ઉપર મુક્કા મારવામાંજ વખત ગુજારવા માંડયો.

કહો, કહો, ઓ! દુનિયાના ડાહ્યાઓ! ભલા આ હીસાબે હું કેટલો વખત જીવી શકું? જીવન ટકાવનારાં ક્યાં તત્ત્વો મ્હારી પાસે રહેવા પામ્યા હતા? મ્હને લાગ્યું કે હું મૃત્યુ મન્દિરના દરવાજે ઉભો છું, એકવાર મને ભ્રમણા થઇ આવી કે જજ મ્હને ફાંસીના લાકડે લટકાવે છે અને ફાંસીના લાકડા આગળ હું થરથર કંપુ છું અરે! એવો થરથરાટ શાને? જીંદગીની કઇ મઝા મ્હને હજી જીંદગીની સાથે બાંધી રાખે છે? એકજ બનાવે, મ્હારી લક્ષ્મીને, મ્હારા પ્રેમપાત્રને, મ્હારી મિત્રતાને, મ્હારી કીર્ત્તિને મ્હારી શાંતિને,–સઘળાને મારાથી છુટા કરી નાખ્યા:— એવા એક નહિ પણ અનેક અનેક બનાવોને જીંદગીમાં અનુદિન બનતાજ રહે છે તે જીંદગી ઉપર હજીયે આટલો મોહ શાનો? મૃત્યુનો આ ડંખ કેવો? ભય કેવો? ધ્રુજારો કેવો? તત્ત્વજ્ઞાનથી અને જાણપણાંની ત્યારે કિંમત શું?....

....મ્હેં મ્હારા જુના વાંચનને મ્હારી મદદે બોલાવ્યું.

સીરોએ મ્હારા કાનમાં કહ્યું:To study philosophy is nothing but to prepare a man's self to die." મ્હને વળી એ સ્મરણ થઇ આવ્યું કે જ્યારે કાઇએ સોક્રીટીસને આવીને કહ્યુ કે "ત્રીસ જુલમગારોએ ત્હમને મ્હોતની સજા ફરમાવી છે." ત્યારે સોક્રેટીસ જરા પણ ખેદ ન પામતાં બોલ્યો કે "અને કુદરતે તેમને પણ તેજ સજા ફરમાવી છે."

ઍરીસ્ટોટલનું કથન મ્હને યાદ આવ્યું કે "હીપાનીસ નદીના કિનારાપર કેટલાક ન્હાના પ્રાણી થાય છે જે એક દિવસથી વધુ વખત જીવતા નથી. તેમાંના જેઓ સવારના આઠ વાગ્યા સુધીમાં મરે છે તે બહુ વ્હેલા—ભરજુવાનીમાં મરી ગયા ગણાય છે અને જેઓ સાંજે પાંચ વાગે મરે છે તેઓ વૃદ્ધાવસ્થામાં મરી ગયા ગણાય છે! અનંત સમય આગળ આપણું દશકે સો વર્ષની ઉમરે મરવું શું હિસાબમાં છે? નદી, પહાડ, ઘર એ બધાના આયુષ્ય આગળ માનવીનું લાંબામાં લાંબુ આયુષ્ય પણ શું વીસાતમાં છે! ઍથેન્સમાં એક એવી રમત રમવામાં આવતી કે જેમાં જુવાનો હાથમાં મશાલ લઇને શરત દોડતા અને પછી મશાલો બીજાઓને આપી પોતે બાજુએ ખસી જતા. જીવનની મશાલ એકજ માણસે પકડી રાખવાની આશા અને મમતા ન રાખવી જોઇએ. મોન્ટેને મ્હને પીયેથી

સંભળાવ્યું કે " મ્હોત એ એક એવો કોળીઓ છે કે જે ગળી જવો જોઈએ, ચાવવો ન જોઈએ." મૃત્યુની મિનિટ દુ:ખદાયક નથી પણ મનોહર છે, મૃત્યુના વિચારોજ ભય અને દુ:ખ ઉપજાવે છે........હવે મ્હારી નજરે આગળ પૂર્વના તે બહાદુર—જો કે અભણ પુરૂષો અને સ્ત્રીઓના દેખાવ તરવા લાગ્યા કે જેઓ હસતા હસતા ચીતામાં પડીને કે પેટમાં તલ્વાર ઘુસાડીને કે ઝંઝાપાત કરીને મૃત્યુને ભેટયા હતા.

એક સ્પાર્ટન કુમારિકાની વાત મ્હને યાદ આવી કે જેના બે આશકો પૈકીના એક ક્રૂર નીચ આશક ત્હેના પ્રેમપાત્રની ઇર્ષ્યા કરી હજારો પ્રપંચોથી ત્હેને સતાવતો હતો અને તેથી તે પ્રેમપાત્રનું જીવન ખારૂં—અકારૂં થઇ ગયું હતું. એક સ્હવારે એક બગીચામાં તે કુમારિકા અને ત્હેનો માનીતો આશક મળ્યા ત્યારે પેલાએ પોતાના દુ:ખના અનિવાર્યપણા માટે ફરિયાદ કરી, પ્રેમની તે સાક્ષાત્ મૂર્તિ પણ ક્ષણભર ચુપચાપ રહી. પછી પોતાના આશકનું ખંજર તેણે ખેંચી લીધું અને પોતાનીજ છાતીમાં તે ભોંકીને બોલી: ! પ્યારા કાંઇ દુ:ખ થતું નથી. લે અને અજમાવ ! નિરંતર ત્રાસ ભોગવવા કરતાં એક સપાટે આ ઇર્ષ્યાખોર દુનિયાને છોડતાં ઉલ્ટી મઝા પડે છે!" અને તે આશકમાં પણ હિંમત આવી અને તેણે પણ તેમજ કર્યું.

આવા આવાં કાંઇ કાંઈ વિચારો અને કલ્પનાઓની

સ્વપ્નમાં હું મ્હાલતો હતો એટલામાં મ્હારી કોટડીનો દરવાજો ખુલ્યો અને........હું શું જોઉં છું ?........બીજું કોઇ નહિ પણ મ્હારી જીવતી જરદાલુ, મ્હારી પોતાની પ્રેમપાત્ર પ્રમોદ પ્રતિમા !–હું જ્યોતિનાં જીવનની જ્વલન્ત જ્યોતિ !

" જરદાલુ ! વ્હાલી ! તું શું જીવતી છે ? અને અહિં અત્યારે કેવી રીતે ? મ્હારા મુખમાંથી પ્રશ્નોપર પ્રશ્નો વહેવા લાગ્યા,

પણ જરદાલુ કાંઇ ઉત્તર આપવા નહિ થોભતાં એક જળોની પેઠે મને વળગી પડી અને હર્ષનાં આંસુ વહેવડાવવા લાગી.

થોડીવારે ઉભરો શાન્ત થતાં તેણે ભેદ પુરાણ વાંચવા માંડયું.

" મ્હારા જીગર ! ત્હમારાં આ સઘળા દુઃખનું કારણ હું જ છુ. ત્હમારો મિત્ર મ્હારા ઉપર મોહી પડયો હતો તે વાતથી ત્હમને દુઃખ થશે એમ જાણી મ્હેં તમ્હારાથી છુપી રાખી હતી આપણી છેલ્લી મુલાકાત પછી ત્રણ દિવસ સુધી ત્હમે મ્હને મળ્યા નહિ ત્યારે મ્હેં તમારા મિત્રને ઘેર જઇ તમારી પૂછપરછ કરી, કારણ કે ત્હમારૂં ઘર બંધ હતું તેણે મ્હને કહ્યું કે ત્હમને મ્હાર શીલ બાબતમાં શંકા આવવાથી મ્હારૂં મ્હોં કદાપિં ન જોવાના સોગન લઇ

ત્હમે મુંબાઇની મુસાફરીએ ચાલ્યા ગયા હતા. ત્હેણે ત્હમારા ગુણોની તારીફ કરીને પછી યુક્તિથી કહ્યું કે: 'પણ ત્હેનામાં કલ્પના શક્તિ અત્યંત તીવ્ર હોવાથી તે ઘણો શંકાશીલ છે, અને સહેજમાં મિત્રો અને સ્નેહીઓ ઉપર પણ શંકા લઇ જઇ મુર્ખાઈ ભરેલું સાહસ કરી બેસે છે. મ્હને કહેતાં લજ્જા આવે છે પણ ત્હમારા જેવી એક નિર્દોષ રમણીનો હિત ખાતર કહ્યા વગર ચાલતું નથી કે ત્હમારા ઉપર શંકા શીલ થઇને તેણે ત્હમારાપર ખંજરથી વૈર લેવાનો ઠરાવ કર્યો હતો, જે મ્હેં મુશ્કેલીએ દુર કરાવ્યો હતો. આવી આવી વાતોથી તેણે મ્હારો વિશ્વાસ જીતવા કોશીશ કરી અને હું કબુલ કરીશ કે ઘડીભરને માટે તો મ્હારૂં હૃદય ડગમગવા લાગ્યું. મ્હને લાગ્યું કે ! કવિઓ અને તત્વજ્ઞાનીઓની કલ્પના શક્તિ તીવ્ર તો હોય છે જ, અને એને લઇને એઓ શંકાશીલ બને એ પણ બનવા જોગ છે. વળી આ વાત કહેનાર માણસ ત્હમારો વફાદાર મિત્ર હતો, નહિ કે શત્રુ. એનો અવિશ્વાસ કરવાનું અને એના પર ત્હમારો દ્રોહ કરવાનો વહેમ લઇ જવાનું મ્હારી પાસે કયું કારણ હતું ?' પણ થોડીજ વાર પછી ત્હે મ્હને દિલાસો દેવા લાગ્યો: અને "એક મિત્રે ભાગેલું હૃદય બીજા મિત્રને જોડવા દ્યો, એમ કહી મ્હારા પ્યારની માગણી કરવા લાગ્યો, ને ત્યારે જ મ્હેં જાણ્યું કે......કે કંઇક દગો છે, મ્હેં ત્હેને ધુતકાર્યો. ને તે વધારે ને વધારે આજીજી કરવા

લાગ્યો. મ્હારા પગે પાડયો. વફાદારીના સોગન ખાવા લાગ્યો, બાદશાહીનું બ્યાન કરવા લાગ્યો, પણ મ્હેં કશાને દાદ આપી નહિ, તેણે મ્હારા પર બલાત્કાર કરવા કોશીશ કરી. મ્હેં એક કારમી ચીસ નાખી. પકડાઈ જવાની બ્હીકથી તે નાઠો, પણ ન્હાસતાં ન્હાસતાં ત્હેણે મ્હારા ઉપર ગોળી બ્હાર કર્યો, એવા ઇરાદાથી કે હું જીવતી રહીને કોઇને ત્હેના નિમકહરામીપણાથી વાકેફ કરી શકું નહિ: હું બેશુદ્ધ થઇને પડી........કેટલેક વખતે હું શુદ્ધિમાં આવી. નોકરને મ્હારૂં શબ ઠેકાણે પાડવાની આજ્ઞા થઈ હતી, પણ તે તો મ્હને જીવતી જોઇને દિંગમૂઢ થઇ ગયો. મ્હને માત્ર થોડીજ ઇજા થઇ હતી. પણ અહિં વધુ વખત રોકાવામાં ભય હતો, મ્હેં તે નોકરને એક ચન્દનહાર આપી કહ્યું "ભલા ભાઈ ! આ બક્ષીસ લે અને મ્હને અહિંથી ચુપ ચાપ જવા દે. ત્હારા શેઠને કહેજે કે ત્હેં મ્હને તાપીમાં ફેંકી દીધી છે. અને હું પણ હમણાંજ દેશાવર ચાલી જાઉં છું કે જેથી ત્હારો શેઠ ત્હારાપર શંકાશીલ થવા પામે નહિ." ભલું થજો તે ભાઈનું !....કે ત્હેણે મ્હારી વાત માની અને હું ન્હાસીને શહેર બહાર ઝુંપડામાં રહેવા લાગી. તમારો કાંઇ પત્તો મળે ત્યાં સુધી આ પ્રમાણે અપ્રસિદ્ધ હાલતમાં પડયા રહેવાનો મ્હેં નિશ્ચય કર્યો. ગઇ પરમદિવસે વર્તમાનપત્રમાં એક "ખુની સાક્ષર" એવા મથાળા નીચે ત્હમારા પર ચાલેલા કેસનો રીપોર્ટ વાંચ-

વામાં આવતાં મ્હને ત્હમારો પત્તો મળ્યો. તુરતજ મ્હેં આ જેલના પશ્ચિમના ભાગના એક મકાનમાં ત્રીજે માળ જગા ભાડે લીધી અને ત્યાંથી હું જોયા કરતી કે ત્હમે કઈ કોટડીમાં પુરાયા છો. આજે સ્હવારે મ્હેં ત્હમને પહેલા માળની છેલ્લી–ખુણાની–કોટડીમાં જોયા એટલે મ્હને હિમ્મત આવી, મ્હેં તુરતજ એક નિસરણી ખરીદ કરી અને મધ્ય રાત્રે જ્યારે માણુસો નિદ્રાવશ થયા ત્યારે એ નસરણીની મદદથી જેલનો કોટ ઓળંગી પાછી તેજ નિસરણી અંદર ખેંચી લઇ ત્હેનીજ મદદથી ત્હમારી કોટડીની બારી દ્વારા અંદર દાખલ થઈ. રાત્રી અંધારી હોવાથી મ્હને કોઇ જોઈ શકયું નથી અને મનમાં એ પણ હિમત હતી કે કદાચ હું પકડાઇશ તો ખુન થયેલું કહેવાતી સ્ત્રીનું અસ્તીત્વ ત્હમને બન્ધનમુક્ત કરાવનાર થઇ પડશે, એ હિંમતથી મ્હેં સાહસ આદર્યું અને દૈવે ત્હેને સાંગોપાંગ પાર ઉતાર્યું. હવે ત્હમે ચુપ ચાપ અને વગર વિલંબે એજ નિઃસરણીની મદદથી મ્હારી પાછળ ચાલો, જોતજોતામાં આપણે આ ભયંકર કારાગ્રહથી છુટી શહેર બહારના ઝુંપડામાં જઈ શકીશું અને દુઃખી સ્મરણોને પરસ્પરના પ્રેમાળ આલિંગનમાં દાબી મારીશું. આહ, વ્હાલા! આપણે ભુલાઇ ગયેલા માનવી તરીકે નવો જન્મ અને અવનવાં સુખ ભોગવીશું.”

મેં કહ્યું: “ના; પ્રિયા! તે કદાપિ બનશે નહિ. હું અહિંથી ન્હાસું એટલે પ્રભાતેજ તપાસ થાય અને વહેલા

કે મોડા આપણે ઉભય પકડાઈ જઈએ. પકડાવાથી સામા-ન્ય રીતે ન્હાસનાર અને ન્હસાડનાર બન્ને ગુન્હેગાર ઠરી શિક્ષા પામે છે એમ આપણી બાબતમાં બનવાનું નથી; પણ ત્હારી હયાતી પોલીસના જાણવામાં આવે તેથીજ હું નિર્દોષ ઠરી ખુનના આરોપમાંથી મુક્ત થાઉં અને મ્હારો મિત્ર એક શહેરી પર દેહાંતદંડ સુધીની શિક્ષાને યોગ્ય એવા ગુન્હાનું તહોમત મૂકવા માટે ભારે સજા પામે જે હું સહન કરી શકુંજ નહિ. ના, જરદાલુ ! વ્હાલી ! મ્હારૂં સુખ મ્હારા મિત્રના ભોગે મેળવવા હું તૈયાર નથી ! ”

જરદાલુ નાજુબ અને દુઃખી થઈ. તેણે ધીમેથી કર-ગરવા માંડયું “ વ્હાલા ! આ હઠ અસ્થાને છે. જે માણસે ત્હમારો અને ત્હમારી માશુકનો જીવ લેવા--અને તે પણ વિના અપરાધે જીવ લેવા—કોશીશ કરી તે માણસને મિત્ર કહ્યા કરવામાં ત્હમે માત્ર હઠજ કરો છો, અને ત્હમારે એ પણ યાદ રાખવું જોઇએ કે આપણે ત્હેને ખુલ્લો પાડી શિક્ષા કરાવાવવાનું કોઇ ઇરાદાપૂર્વક પગલું તો ભરતાજ નથી, મ્હારૂં અસ્તીત્વ છુપાવવા છતાં કદાપિ એકાએક અક સ્માતથી ખુલ્લું થવા પામે ત્યારેજ ત્હેને શિર આફત આવે અને તે પણ આપણી ઇચ્છા, ઇરાદા કે પ્રયત્ન વગરજ. અકસ્માત પર આપણી કાંઇ સત્તા ચાલતી નથી; અને એક સંભવિત અકસ્માતના પરિણામથી ત્હમારા જીવલેણ શત્રુને

બચાવવાના ત્હમારા નિશ્ચયને શું ડહાપણ ભર્યો નિશ્ચય કહેવાશે ?

"વ્હાલી !" મ્હેં કહ્યું. "મ્હારે દલીલ નથી કરવી. ડહાપણમાં હવે મ્હને શ્રદ્ધા નથી, હું પ્રકૃતિનો પૂજારી છું પ્રકૃતિએ શા માટે મ્હને ત્હારા ઉપર પ્રેમ કરવા ફરમાવ્યુ તે જેમ હું જાણી શકું નહિ તેમ તે જાણવાની મ્હને દરકાર નથી. પ્રેમ કારણને પીછાનતો નથી, તે દલીલ કરવા કે સાંભળવા શોભતો નથી, મનુષ્યની અંદર રહેલા અવર્ણનીય 'કાંઇકે' ફરમાવ્યું કે મ્હારે ત્હારા ઉપર મરી ફીટવું અને તુરતજ હું ત્હને મ્હારી હૃદયેશ્વરી માનવા લાગ્યો; એજ પ્રકૃતિએ ફરમાવ્યું કે મ્હારે જીવન સાથે દોસ્તી કરવી, અને તુરતજ હું ત્હેને દૈવી પ્રેમથી ભેટયો. તે ચોર છે કે શાહુકાર, વિદ્વાન છે કે નિરીક્ષર, સ્વાર્થી છે કે પરોપકારી, ખુની છે કે ખુન કરનારને પણ પોતાનો જાન આપી બચાવનાર:—એક શું જોવાની, એવી ક્ષુદ્ર કલ્પનાઓની દિવાલો તરફ દૃષ્ટિ ફેંકવાની, મ્હને ઇચ્છા નથી, પરવા નથી. વ્હાલી જરદાલુ ! તું ભૂલે છે શું હું આ ત્હારા શરીરને ચાહું છું ? ના, ત્હારામાં મ્હારી પોતાની ભાવનાએ જે તત્ત્વનું આરોપણ કર્યું છે તે તત્ત્વનોજ હું આશક છું, ત્હારા શરીરપર મ્હેં પોતે ચોપડેલું મધ જ હું ચાટું છું. એ સ્વાદ મારી પોતાની ભાવનાનો છે, નહિ કે ત્હારા શરીરનો, તેમજ મ્હારા તે મિત્રમાં મ્હેંજ મૂકેલી ભાવનાથીજ

મ્હને તે પ્યારો લાગે છે. હું એની ખામીઓથી અજાણ્યો નથી, અને....ખામી મુદ્દલ ન હોય એવો મનુષ્ય કોણ છે? એટલે મ્હને તે પ્યારો છે, જેથી તેને દુઃખ ઉપજવા પામે એવું કાંઈ પણ કામ હું કરીશ નહિ અને ત્હને પણ કરવા દઇશ નહિ."

"ઘણું સારૂં!....પણ તેમ કરવું ત્હમારી સત્તા બ્હાર છે—મ્હને સાફ કહી લેવા દો. હું ત્હમને વધુ વખત જેલમાં સડતા જોઈ શકીશ નહિ. મ્હારૂં જીગર કાળમીંઢ પત્થરથી ઘડવામાં આવેલું નથી કે તે પ્રિયમૂર્તિને રીબાતા જોઇને શાંત રહી શકે! અને ત્હમને દુઃખ ન થાય એટલા ખાતર તમારા મિત્રને ખુલ્લો પાડવાના વિચારને પણ છોડું છું. પણ રખેને આપણુને કોઈ જોઇ જાય અને મ્હારી હયાતી ત્હમારા મિત્રને શિક્ષા કરાવનાર થઇ પડે એવા ભયથી ત્હમે ત્હમારી જીંદગી અને મ્હારૂં જીગર બાળી નાખો-વ્હાલા! એ તો હું નહિજ બનવા દઉં. હું ત્હમારો વિયોગ એક ક્ષણ પણ સહન કરી શકીશ નહિ, ત્હમે જો હઠ કરશો તો—

એમ કહેતાંની સાથે તેણે એક છુરી પોતાની કમર-માંથી ખેંચી કહાડી કે જે અંધકારમાં પ્રકાશી રહી. "આ છુરીને મ્હારી છાતીમાં જગા આપી હું ત્હમારા સન્મૂખજ પ્રાણ અર્પીશ."

હુ ચમકયો શું કહેવું તે મને સુઝયું નહિ. મેં એક દીવાનાની પેઠે કાલાવાલા કર્યા અને ગુપચુપ ચાલી જવા તેને વિનવી. બીજીજ ક્ષણે કાંઇ બોલ્યા ચાલ્યા વગર તે અદૃશ્ય થઈ ગઈ. હું દિંગમૂઢની માફક ઉભોજ રહ્યો. મ્હારૂં મગજ બ્હેર મારી ગયું હતું. પાછા ફરવાના પ્રયાસમાં ત્હેને કાંઈ વિઘ્ન તો નથી નડતું એટલું જોવા પુરતોએ મ્હને સંકલ્પ ન થયો.

રાત્રિ પસાર થઈ. સ્હવારે મ્હેં ન જોઇ નિઃશરણી, કે કે ન જોયા કાંઈ ચોકીદારોને શંકા કરતા. હું તાજુબ થયો અને રાત્રિના બનાવને એક સ્વપ્નજ માનવા લાગ્યો. દિવસો પછી દિવસો વ્હેવા લાગ્યા, અઠવાડીઉં, પખવાડીઉં, મહીનો અને બે મહીના! પણ ફરી મ્હારી વ્હાલી જરદાલુ નજરે પણ ન પડી! એક અખતરામાં ફતેહમંદ ઉતરેલી તે પ્રેમ-મૂર્તિ બબ્બે મહીના સુધી પણ દર્શન ન આપે એ કેમ બને? શું ત્યારે તેણે આપઘાતનોજ રસ્તો લીધો હશે? પણ નહિ, બીજા મહીનાની આખરે રાત્રીના બે વાગે બરાબર પહેલાંની પેઠે તે મ્હારી કોટડીમાં દાખલ થઈ અને પ્રેમનો એક પણ ઉદ્‌ગાર ન કહાડતાં એક સિંહણની જેમ ગુસ્સો કરીને બોલીઃ

“ ત્હમારો મિત્ર મરવાની અણી ઉપર છે; માત્ર થોડા કલાકનોજ તે મ્હેમાન છે. ત્હમને છેલ્લી મુલાકાત

માટે બહુ તરશે છે. ઈચ્છા હોય તો ચાલો. હું અરજ કરવા આવી નથી. દલીલ સાંભળવા કે ત્મારૂં તત્ત્વજ્ઞાન સાંભળવા આવી નથી. માત્ર સંદેશો પહોંચાડવા પુરતું જ મ્હારૂં આગમન છે."

આ ખબરથી વિજળીની જેમ મ્હારા હૃદયમાં ચમકારો થયો. હું જરદાલુની આજ્ઞાને આધિન થયો અને ચુપચાપ તેની પાછળ ચાલ્યો. મ્હારી કે ત્હેની સહી સલામતીનો મ્હને ખ્યાલ સરખોએ આવ્યો નહિ. બારીએથી નીચે જમીનપર અને ત્યાંથી જેલની દીવાલપર અને ફરી નીચે જેલ બહારની ગલીમાં અમે બન્ને સહીસામત ઉતર્યા. એટલે જરદાલુએ તે નિઃસરણી વીંટી લઇને બાજુના ઘરમાં મૂકી દીધી અને મ્હને એક ગાડીમાં બેસાડી કોચમેનને કાનમાં કાંઇ કહી ચુપચાપ ગાડીમાં બેસી ગઇ. મ્હારા મિત્રના ઘર આગળજ ગાડી અટકી, પરંતુ તે ઘરમાં મને નહિ દોરી જતાં તે તેની બાજુના એક ભવ્ય મહેલ જેવા ઘરમાં લઈ ગઇ, મને એથી ઘણું આશ્ચર્ય થયું પણ હું કાંઇ સવાલ કરૂં તે પહેલાં તો તે મ્હને તેની પાછળ પાછળ ચાલ્યા આવવાનો ઇસારો કરી ઝપાટાબંધ અંદર દોડી. એક પછી એક ઓરડો વટાવી અમે છેક અંદરના ઓરડામાં પહોંચ્યાં એટલે હાથમાં એક વિજળીની બત્તી લઈ જરદાલુ બોલી:—

" ત્હમારો મિત્ર આની નીચેના ભોંયરામાં છે. "

મ્હારી અજાયબીમાં ઓર વધારો થયો. આગળ જરદાલુ અને પાછળ હું એમ અમો ભોંયરામાં ઉતર્યાં. હું શું જોઉં છું ત્યાં ?........એક વિશાળ ગોળ ઓરડાની મધ્યમાં મ્હેં ત્હેને તદ્દન નગ્ન સ્થીતિમાં જોયો. ત્હેની આસપાસ જમીનમાં અણીદાર લોખંડના ખીલાની અસાજ પહોળી કુંડાળી હતી, એ કુંડાળી બહાર ભાતભાતની મીઠાઈઓ છુટક છુટક વેરેલી હતી, અને કુંડાળાની અંદર કોઈ પણ પદાર્થ નહોતો. જીવનનું મ્હોં તદ્દન અમળાઇ ગયેલું હતું. એના પેટમાં દોઢ હાથનો ખાડો પડયો હતો. આંખો ઉડી પેશી ગઇ હતી. મ્હને જોતાંજ તે મુશ્કેલીથી નીકળતા ધીમા અવાજે બોલ્યો:—

" ભાઇ ! મ્હેં ત્હને જબરો દગો દીધો છે. એક શયતાન પણ ન કરી શકે એવો ત્હારાપર મ્હેં અન્યાય કર્યો છે ત્હારી પસેથી ક્ષમા ઇચ્છવાનો મ્હને કોઇ જાતનો હક્ક નથી. તે છતાં ત્હારી સ્વભવાજન્ય ઉદારતાને અરજ કરવાનું મ્હને મન થઇ આવે છે. કૃપા કરી આ દુઃખમય જીંદગીનો રીવૉલ્વરના એકજ ભડાકાથી તાત્કાલિક અંત લાવી મ્હને આ નિરંતર અને લાંબા વખતના ત્રાસથી બચાવ. "

મ્હારી આંખમાંથી અશ્રુનો ધોધ વહેવા લાગ્યો. મ્હેં

એક દયાભરી નજર જરદાલુ તરફ ફેંકી, જેનો અર્થ તે ચપળા સ્હમજી ગઇ અને બોલીઃ—

" મ્હારા પ્રાણ ! તેમ નહિ બને ત્હમારા હાથે કે મ્હારા હાથે કે પોલીસના હાથે ત્હમારા મિત્રને મરવા નજ દેવો એવી ત્હમારી પ્રબળ ઈચ્છાને હું એક વફાદાર માશુકની સચ્ચાઇથી અનુસરી છું. તે રાત્રીએ જ્યારે ત્હમે ત્હમારા મિત્રની દયા ખાતર મ્હારી સાથે ભાગી આવવા ના કહી અને મ્હને આત્મ હત્યા કરતાં પણ અટકાવી ત્યારથી હું આ ત્હમારા મિત્રની પડોશનું ઘર ખરીદીને એક પરદેશી યુવાન શ્રીમંત વિધવા તરીકે રહેવા લાગી. મ્હારા માતપિતાના મરણ પ્રસંગે મ્હારા હાથમાં આવેલા ખજાનાનો મ્હેં હવે છુટથી ઉપયોગ કરવા માંડયો. આ ઘરમાં મ્હેં એક અજાયબ ભોંયરૂં બનાવ્યું; કે જે ત્હમે હમણાં જુઓ છો. એક દિવસ ત્હમારો મિત્ર મ્હને માલદાર અને ખુબ સુરત વિધવા જાણી મ્હારા હાથની માગણી કરવા મ્હારા ઘરમાં આવ્યો મ્હેં ત્હેને આડીઅવળી વાતોમાં ખેંચી આ ભોંયરામાં આણ્યો અને પછી ત્હેને બંધ કરી હું ચાલી ગઇ. મ્હારા હુકમ મુજબ, પછી મ્હારા એક નોકરે ત્હેને નગ્ન બનાવી એક બાળકની માફક આ ખીલાઓના વર્તુલ વચ્ચેની કાચ જેવી સાફ જગામાં છુટો મૂકી દીધો. ત્રણ દિવસ સુધી અમે તે સ્થળની મુલાકાતજ લીધી નહિ. ત્રીજે દિવસે રાત્રે હું એકલી ત્યાં ગઇ અને મ્હારા

એ આશક મહારાજના કુશળ સમાચાર પૂછયા. ત્હેણે દીન વદને જવાબ વાળ્યો:—

" જરદાલુ ક્ષમા કર. તું એક પરદેશી વાઘવા છે એવું સ્હમજવામાં મ્હારી ભૂલ હતી એમ હવે હું જાણી શકું છું. ત્હારા પ્રીતમને જેલ અપાવવાનું વૈર ત્હેં મ્હને જેલથી પણ ખરાબ ભોંયરામાં પૂરી નગ્ન બનાવી ભૂખ્યો મારવાવડે લેવામાં ફત્તેહ મેળવી છે. ત્રણ ત્રણ દિવસથી મ્હને પાણીનું એક ટીપુ કે ખોરાકનો એક ટુકડો પણ મળ્યો નથી. મ્હારા હાથ પગમાં જો કે બેડી નાખી નથી તો પણ મ્હારી આસપાસના કુંડાળામાં જે અણીદાર ખીલા જડયા છે તેથી પગ મૂકીને એક ડગલું પણ ભરવાનું ત્હેં મ્હારા માટે અશક્ય બનાવ્યું છે, એટલુંજ નહિ પણ કુંડાળાની બહાર મીઠાઈઓ રાખીને ત્હેં મ્હને બેવડો દુઃખી કર્યો છે. હાથપગ બંધન રહિત રાખવાથી, બીજે દિવસે મ્હને જ્યારે ભુખ અસહ્ય થઇ પડી ત્યારે મ્હેં ખીલાપર પગ દઈને પણ કુંડાળું વટાવવાની અને હાથથી મીઠાઇ પકડવાની કોશિશ કરી, પણ તેમ કરતાં મ્હારા પગમા આ અણિદાર ખીલાઓ ભોકાઇ રૂધીરની ધારા વહેવા લાગી. ઘણીજ મુશીબતે .પગ પાછા ખેંચી મ્હારે કુંડાળામાં ભુખ્યા ભુખ્યાજ પાછા ફરવું પડ્યુ. હવે હુ ભુખ અને પગની વેદના બન્નેથી પીડાઉં છું અને ઉપરથી નજર સ્હામે અહો રાત્રા પડેલી આ મીઠાઇ જોઈ જોઈને બળી જાઉં

છું !' મ્હેં ત્હેને કહ્યુ; 'ઘણીજ દીલગીર છું, મ્હારા આ-આશક ! પણ ત્હમારા હાથ તેમજ પગ બેઉ છુટા અને સ્વતંત્ર છે; તેમજ ત્હમને ખોરાકીથી પણ બેનશીબ નથી રાખવામાં આવ્યાં ત્હમે ત્હમારા હાથે દુઃખી થાઓ એમાં કોઇ શું કરે ?'

અને તે બિચારો એ સાંભળી જમીન સાથે શિર પટકવા લાગ્યો. મ્હને પણ કાંઇક દયા આવી એટલે મ્હેં થોડીક જુની અને સુકી ઘારીના ટુકડા ખીલાની નજીક નજીકમાં વેર્યા, જે તેણે એક શ્વાનની માફક ઉત્સાહથી વીણી લઇ લીધા અને ખાધા. પછી મ્હેં ત્હને જળ પાન કરાવ્યું અને હું ચાલી ગઇ, ત્રણ ત્રણ દિવસે એક વાર એને હું મુલાકાત આપતી રહી છું. આજે પંદરમો દિવસ છે અને હવે તે મરવાની તૈયારીમાં છે. ત્હેણે છેવટની મુલાકાત માટે ત્હમને મળવાની ઇચ્છા જણાવવાથી હું ત્હમને અહિં દોરી લાવી છું. હવે આ રહ્યો ત્હમારો મિત્ર અને આ રહ્યા ત્હમે ! ચાહેતો ત્હેને મરજી મુજબ મારી આ શરમ ભરી જીંદગીથી છુટો કરો અને ચાહેતો એને ચાટો ! ત્હમો ફીલસુફો આગળ કોઇનું ડહાપણ નકામું છે."

એમ કહેતાંની સાથે તે અદૃશ્ય થઈ. હું તરતજ પેલા કુંડાળામાં ઘસ્યો અને જો કે, મ્હેં બૂટ પહેરેલા હતા

તો પણ તે જર્જરિત બૂટના તળીયાને ભેદીને પણ મ્હને ખીલાની અણીઓ વાગીતો ખરીજ મ્હને થતી તે સહેજ ઇજાની દરકાર ન કરતાં હું કુંડાળામાં દાખલ થઈ અને મારા મિત્રને દ્દઢ આલિંગન આપીને રડી પડયો. અમ્હારી દોસ્તીના સઘળા ન્હના મ્હોટા પ્રસંગો મ્હેં કહી સંભળાવ્યા અને ત્હેની એક માત્ર ભૂલથી કાંઇ મ્હારો પ્રેમ નાબુદ થયો નહોતો ત્હેની મ્હે ખાત્રી આપી. પેલી મીઠાઈ ત્હેના હાથમાં મૂગી, જે ત્હેણે ઘણાં ઉપકારની લાગણીથી લીધી અને ખાધી થોડીવારમાં ત્હેનામાં કાંઇક ચેતન આવવા લાગ્યું. એટલામાં ત્હેની નજર કોટડીના ખૂણામાં ટાંકેલા કપડાં પરપડી, કેજે અંધારાને લીધે હું જોઈ શકયો નહોતો. તે ત્હેના પોતાનાંજ કપડાં હતાં. મ્હારા બૂટ પહેરી તે કુંડાળું ઓળંગી ત્હેણે તે કપડાં મેળવ્યાં અને ત્યાંજ ઉભા ઉભા તે પહેરી લીધા પછી જરા સ્મીત હાસ્ય સાથે બોલ્યો;

મ્હેને ત્હારી દિલરૂબાએ જે સતામણી પહોંચાડી છે ત્હેનો કાંઈક ખ્યાલ લેવા થોડી મીનિટ ત્યાંજ થોભ, દોસ્ત! અને ત્હારા બૂટ મ્હારા પગમાંજ રહેવા દે."

મ્હેં આને માત્ર મશ્કરી જ માની પણ મશ્કરી એક સેકન્ડમાં ગંભીર રૂપ ધારણ કરતી જણાઇ. તેણે પોતાના ખીસ્સામાં હાથ નાંખ્યો અને એમાંથી એક રીવૉ-

લ્વર કાઢી મ્હરા પર તાકી. પરન્તુ ત્હેનો ઉપયોગ કરવા પહેલાં જરા તે થોભીગયો અને બોલ્યો;

" જેલમાં પડયા પડયા પણ રાત્રિ દિવસ જુલમાટ ઉપજાવવાની ઉશ્કેરણી કરનાર મિત્ર! હું ત્હારી પેઠે રીબાવી રીબાવીને મારવાની ક્રિઆ નહિ કરૂં; પણ જો!–તૈયાર થા!....સાવધ!....આ એકજ ભડાકે ત્હને મ્હારી માનીતી ફીલસુફરોની ભૂમિમાં પહોંચાડી દઈશ!"

....અને ત્હેણે ખચીતજ ગોળી છોડી કે જે કમતાકાદને લીધે ત્હેની આંખે તમ્મર આવવાથી તાકમાં નિષ્ફળ નિવડી અને મ્હારી નજદીકમાં થઈને દીવાલમાં ચોંટી. પણ હું ભયભીત થઇ ખીલાઓના કુંડાળામાં ચત્તોપાટ પડયો અને શબવત્ બની ગયો, તેજ ક્ષણે એક બીજો અવાજ થાયો અને જીવન પણ ચત્તોપાટ પડયો. જરદાલુ દોડી અંદર ધસે છે તો બન્નેને મરેલા પડેલા જોઇ ગભરાઈ અને પોતાનીજ મેળે પોતાની રીવૉલવરથી પોતાની છાતી વીંધી. આબધું એક સેકંડ માત્રમાં ત્વરાથી બન્યું તેથી તથા મ્હારા બરડામાં ખીલા ભોંકાયલા હોવાથી મ્હને પુરી શુદ્ધશાન ન હોવાથી હું કોઈ રીતે વચ્ચે આવી શકયો નહિ.

ઉપરા ઉપરી રિવૉલવરના અવાજથી ઘરના નોકરો ચમકયા અને તેઓ ભોંયરામાં દોડી આવ્યા મ્હને જીવતો

જોઇ તેઓ તુરત મ્હરી મદદે ધાયા અને ઘટતા તાત્કાલિક ઉપચાર કર્યા. પણ હવે આ બન્ને લાશનું શું કરવું? છેવટે જરદાલુના નિશ્ચેત્રન બનેલા દેહને અમે સઘાએ મળીને તે ભોંયરામાં એક પલંગપર સુવાડયું. ને બીજે દિવસે તેને જમીનમાં દાટવાનો વિચાર કર્યો અને જીવનની લાસને ત્હેના ઘર લઇ જવા ત્હેના કુટુમ્બને ખબર આપવા જવાના બ્હાને હું આ મકાન છોડી ગયો. હું ક્યાં ગયો હોઇશ એ બાબતના ત્હમે શું અનુમાન કરો છો, વાંચનાર'...પણના,તે અનુમાન તમે નહિજ કરી શકો. હું ચાલ્યો ચાલ્યો શૅરીફના ઘેર ગયો, અને હું જલદી મળવા માગતો હતો એવા ખબર ત્હેના નોકર સાથે મોકલ્યા. બુઢ્ઢા શૅરીફ બાવા હજી હમણાં જ નિદ્રા મુક્ત થયા હતા, કારણકે હજીતો સ્હવારના માત્ર આઠ વાગ્યા હતા. 'એટલા વહેલા મળવા અને શિરફોડી કરાવવા કોણ નાપાક આવેછે? એમ તેઓ નોકર સમક્ષ બબડયા અને મ્હને અંદર લઇ આવવા આજ્ઞા કરી,મ્હે બાવાજીને કહ્યું. કે " હું ખૂની છું અને ખુનનો એકરાર કરવા આવ્યો છું. "

" ખુની ? " શૅરીફબાવા ચમકયા; " ખુની ? સ્હવારના પહોરમાંજ ખુનીનું મ્હોં જોવાનું મહારા નશીબમાં ? "

આથી વધારે ખાનદાન ખુનીનું મ્હોં ત્હમો નામદાર

ભાગ્યેજ જોવા પામશો," મ્હેં કહ્યું; " મ્હેં એક દીલદારનું ખુનતો સુમારે એક વર્ષ ઉપરજ કર્યું હતું અને આજેતો માત્ર એક મિત્રનું ખૂન કર્યું છે, જજો અને જયુરીઓના દરરોજની માથા પચીથી કંટાળી ગયેલાં—રહસ્ય વિચારવાની શક્તિ ગુમાવી બેઠેલા—ભેજાંને તકલીફ ન પડે એટલા માટે હું ત્હારી સમક્ષ જાતેજ હાજર થઈ ગુન્હાનો સ્વીકાર કરૂં છું."

શૅરીફબાવા મ્હારા મ્હોં સામું ટગર ટગર જોઇ રહ્યા. મ્હેં તેમના મુખ ઉપરની આશ્ચર્યની લાગણીના શબ્દો વાંચ્યા કે તુરતજ હું બોલ્યો.

" આશ્ચર્ય પામો છો ? હા, મ્હારો ચ્હેરો ભયંકર નથી, મ્હારા નયનમાં ખુનસ નથી, ખુન કરૂં એટલી શક્તિ મ્હારી નથી એમ મ્હારી મુખ મુદ્રા સુચવે છે, એટલાથીજ શું આશ્ચર્ય પામશો ? નહિ, માણસના ચ્હેરા પરથી ત્હેને સારો–નઠારો પારખવામાં કોઇ વખતે ભુલ થઇ જાય છે. હું ખુની છું, મ્હારા મિત્રનું મળી મ્હેં બે ખુન કર્યાં છે; જેમાં એક ખુનની શિક્ષામાં મ્હને પાંચવર્ષની સખ્ત મજુરી સાથેની કેદની સજા આપવામાં આવી છે, જે મ્હેં પુરી કરી નથી;...ને હું જેલમાંથી ન્હાસી છૂટયો છું."

શૅરીફબાવા આ સાંભળીને વધારે ચમકયા ને મ્હારા મ્હાં સામં તીવ્ર દૃષ્ટિથી જોઇ રહ્યા, શૅરીફબાવા મ્હારા

ઉપર મેસ્મેરીઝમનો પ્રયોગ અજમાવે છે કે શું ! એવો મ્હને ભાસ થઈ આવ્યો,

શૅરીફ બોલ્યા:

" ત્હમે ત્હમારા મિત્રનું ખુન કર્યું છે ? ત્હમે ખુની છો ? "

મ્હેં કહ્યું: " હા, "

" વા.......રૂ" શૅરીફ બોલ્યા: "ત્યારે ત્હમને પોલીસ સસ્વાધિન કરવામાં આવશે ને પછી ત્હારા ઉપર કેસ ચલવવામાં આવશે. "

મ્હેં કહ્યું: " એમજ થવું જોઇએ. "

ને તુરતજ મ્હને પોલીસ સ્વાધિન કરવામાં આવ્યો ને નામદાર કોર્ટે દશવર્ષના સખ્ત કેદખાનની સજા મ્હને ફરમાવી.

મરનારની લાસ જોવાની કાર્એ દરકાર પણ જણાવી નહિ એથી મ્હને આશ્ચર્ય ઉપજ્યું:

હું ફરી કેદખાનની કાળી કોટડીમાં પુરાયો. હું જાણતો હતો કે નિર્દોષના શિર ઉપર સજાની વર્ષા વરસી છે; પરન્તુ જગતના ક્ષેત્રમાં ખુલ્લા ફરવા કરતાં બેચાર હાથ વાળી ઓરડીમાં પુરાઈ રહેવાનું મ્હને ઠીક લાગ્યું હતું.

ત્રણ ચાર દિવસ સુધી હું પુલકિત પણે એ કેદની કોટડીમાં રહ્યો પણ....પાંચમે દિવસે જરદાલુની છાંયા મૂર્તિએ મ્હને ઘેરો ઘાલ્યો ને મ્હેં આંખમાંથી આંસુ ખેરવ્યા, તે પ્રેમ મૂર્તિ મ્હને મરેલો ધારીને આત્મ હત્યા કરી ગઈ એ માટે મ્હારે વિમાસવાનુંજ રહ્યું હતું ને હું ખેદ-વિમાસણ કરવા લાગ્યો.

ધીમે ધીમે ખેદનો સાગર ઉછળવા લાગ્યો ને ત્હેના છેક તળીયે હું ડૂબી ગયો.

દુઃખના ભયંકર દર્દથી ઘડીમાં આમને ઘડીમાં તેમ હું આળોટવા લાગ્યો. પણ આળોટવાથી—શરીરને આમ તેમ ઉલટાવવાથી કે સ્થળ બદલાવવાથી કંઇ દુઃખદર્દ મટતું નથી કે ત્હેનું જોર કમી થતું નથી. તેમ થવાને માટે તો તે દર્દમાં ભાગ લેવા કોઇ વ્યક્તિ જોઇએ—હમદર્દ જોઇએ—Sympathiser જોઇએ, એવી હમદર્દી સહાનુભૂતિ—Sympathy—મને કોણ બતાવે એમ હતું?

વાંચનાર ! મ્હારૂં દદ કેટલું દુઃખદાયક હશે ત્હેનો જરા સરખોયે ખ્યાલ આવે છે ને ?

જો હા, તો મ્હારા તરફ અનુકમ્પા ધરજે. તે દર્દનો સ્હેજ પણ ખ્યાલ ન આવી શકતો હોયતો મ્હારી ધ્યાજનક સ્થીતિ જોઇને ખુશીથી ખડખડાટ હસજે,

કેવા પ્રકારની વેદના મ્હારા અંતરમાં સળગેછે તેનો ખ્યાલ પણ હું કેવી રીતે આપું ? પણ....હું કબુલ કરવા લલચાઉં છું કે એ વેદના મ્હેં હાથે કરીને વ્હોરી લીધી છે. જો જરદાલુનું કહેણ સ્વીકારી ત્હેની સાથે ન્હાસી જઈ શહેર બહારની ઝુંપડીમાં રહ્યો હોત તો ?....તો, આ વારો ન આવત, જીવનને ભોંયરામાં સબડવું ન પડતને તેને મ્હારા તરફ ગોળી છોડવી ન પડત; ને....ને એક લાભ એ થાત કે જરદાલુને એ બિચારી બાળાને અકાળે—આત્મહત્યા ન કરવી પડત નહિને જીવન સંગાથી હું બની શકત....અફસોસ ! હવે ?........

આવા પ્રકારની માનસિક ઉદ્દગારની માળા લંબાતી જતી હતી ત્યાં કોટડીનો દરવાજો ઉઘડયો ને કોઇક અંદર પ્રવેશ્યું.

એ કોણ હતું ? ચકિત ચ્હેરે હું ત્હે આવનાર તરફ જોઇ રહ્યો ને બોલ્યોઃ " કોણ એ ? "

" ચુપ ! " આવનાર વ્યક્તિએ નાક ઉપર આંગળી મૂકી જણાવ્યું.

પણ ચ્હેરા પરથી હું ન કળી શકયો કે તે કોણ હતું હા, તે સ્ત્રી નહિ પણ પુરૂષ હતો—મ્હોટી મૂછો અને દાઢીવાળો ભવ્ય પુરૂષ હતો એટલું તો કળી શકયો.

હું કાંઇ પણ બોલવા પામું ત્યાર પહેલાં તે ભવ્ય પુરૂષ બોલ્યોઃ

" તૈયારી એક મીનીટ પણ વ્યર્થ નથી જવા દેવી ! "

" એટલે ? " મેં પૂછ્યું:

" મ્હારો પરિચય આપવામાં એક મીનીટ પણ વ્યર્થ ગુમાવવી નથી. સાવધ ! ને મ્હારી પાછળ ચાલો. " તે પુરૂષ બોલ્યો.

" ક્યાં ? " મ્હેં પૂછ્યુ:

" મ્હારી સાથે, " તે ભવ્ય પુરૂષ બોલ્યો.

" પણ ક્યાં ? " મેં પૂછ્યું:

તે ભવ્ય પુરૂષે મ્હારા પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે એક રીવૉલ્વર કાઢીને મ્હારા સામે તાકી.

હું ચમક્યો...ધ્રુજ્યો....બે ડગલા પાછા હઠી ગયો. મ્હને ભય પામતો જોઇને તે પુરૂષ બોલ્યો:

" ડરો છો ? મિષ્ટર જ્યોતિ ! બબ્બે જણાંનાં ખુન કરનાર ત્હમે મારા હાથમાંની રિવૉલ્વર જોઈને ડરો છો ? ધ્રુજો છો ?........નહિ, એટલી નિર્બળતા ત્હમારામાં જોવા હું ઇચ્છતો નથી. ચાલો, મ્હારી પાછળ ! હું તમારો શત્રુ નથી એટલું કહેવું બસ થશે. "

' શત્રુ નથીને રિવૉલ્વર કેમ તાકે છે ! ' મેં મન સાથે પ્રશ્ન કર્યો. પણ મન તરફથી કશો ઉત્તર મળ્યો નહિ શત્રુ નહિ તો શું મિત્ર ? પણ આવો દાઢીવાળો મિત્ર મ્હારે ક્યાં છે ? " હું મુંઝાયો ને મ્હારી મુંઝવણનો ભાવ મ્હારા વદનપર તરવર્યો.

તે ભવ્ય પુરૂષ માનસ શાસ્ત્રનાં ગહન પાઠો ભણ્યો હશે કે નહિ, ત્હેની મ્હને ખબર નથી; પરન્તુ મ્હારા વદન પરથી મ્હારી મુંઝવણનો ભાવ તેણે વાંચી લીધો ને તે બોલ્યો:

" જુઓ હું કોણ છું ? શા માટે ગભરાઓ છો ? "

એમ કહી તેણે દાઢી મુછો દુર કર્યાં. એ કૃત્રિમતા દુર થતાં તે ચ્હેરાને મ્હેં ઓળખ્યો. વાંચક ! તે કોનો ચ્હેરો હતો ?

તે અન્ય કોઇ નહિ પણ કુમારિકા જરદાલુ હતી !

જરદાલુને જોતાંજ વળી ત્રણ ડગલા હું પાછો હઠયો. જરદાલુ મ્હારી નજીક આવીને બોલી:

" ચમકો નહિ, મ્હારાલાલ ! હું ત્હમને કેદમાંથી બ્હારની દુનિયામાં લઇ જવા માટે આવી છું. ચાલો ઉતાવળ કરો ! "

" પણ પ્હેલાં મ્હને કહે કે તું જીવતી છે કે મરેલી ? "

મ્હેં પ્રશ્ન તો કર્યો, પરન્તુ તુરતજ હું દિવાની સૃષ્ટિમાંથી બ્હાર આવ્યો ને એવો પ્રશ્ન કરવા મ્હને મ્હારા અજ્ઞાન ઉપર–અગર કહો કે દિવાનપણા ઉપર–ગમે તે ઉપર પણ એક તિરસ્કાર આવ્યો કે એટલુંયે જ્ઞાન નથી કે મરેલું બોલી શકે કે કેમ ?

ને જરદાલુ પણ મ્હારો પ્રશ્ન સાંભળીને હસી પડીને બોલી ! ”

“ વાહ કેવો મજાનો પ્રશ્ન ! આટલુંય ત્હમારૂં તત્ત્વજ્ઞાન કે મરેલુ બોલી શકે ?....રે પણ એ પંચાતમાં વખત વિતાવવાનો નથી. કારણ કે અત્યારે આપણે બન્ને જેલ બ્હાર નિકળી જઈ શકીએ એવા અનુકુળ સંયોગોમાં છીએ. ચાલો, મ્હારા જીવન આધાર ! બ્હાર નિકળ્યા પછી હું બધી બીના નિવેદન કરીશ. ”

“ ચા....લો. ” ઘણા ધીમા અવાજે એટલું હું બોલ્યાને જરદાલુ કોટડીની બહાર નિકળી. હું પણ ત્હેની પાછળ પાછળ ચાલ્યો ને થોડીવારમાં તો અમ્હે જેલની બહાર નિકળી શહેરના જનમાર્ગ ઉપર થઇને શહેર બહારના એક ઝુંપડામાં જઈ પહોંચ્યા.

ઝુંપડામાં આવીને સઘળો વૃત્તાંત જાણવાની મ્હેં ઈચ્છા દર્શાવીને જરદાલુએ કહેવા માંડયુ:

“ વ્હાલા ! ત્હમે આશ્ચર્ય પામો છો ? ને ખરેજ આશ્ચર્ય પામો એવુંજ બન્યું છે. કારણ કે ત્હમે મ્હને રિવૉલ્વરથી આપઘાત કરતી નિહાળી છે. રિવોલ્વરની ગોળી છાતીમાં આરપાર ચાલી જાયને આત્મા દેહનો ત્યાગ કરી હવામાં ઉડી જાય એ ખરૂં; ને તેથીજ ત્હમે માની લીધું હશે કે હું મરી ગઇ. પરન્તુ વાસ્તવિક રિવૉલ્વરની ગોળી મ્હને પડખામાં લાગીને તેથી મારૂં મૃત્યુ નિપજ્યું નહિ.

જો કે પડખામાં લાગેલી ગોળીના આઘાતે હું પૃથ્વી ઉપર પડી ગઈ ને એ વખતની મારી નિશ્ચેતનવત્ સ્થિતિ નીહાળીને ત્હમે અને મ્હારા નોકરોએ માની લીધું કે હું મૃત્યુ પામી ગઈ ને ત્હમે મ્હારા શબવત્ દેહને પલંગમાં નાખ્યું તમ્હને અને મ્હારા નોકરને ઠીક મઝા સુઝી કે મ્હને જમીનમાં દાટવામાં આવી નહિને બીજે દિવસે મ્હારી કબર કરવાના તમ્હારા વિચારે મને જીવન બક્ષ્યું એમ કહેવામાં મને લાગતું નથી કે હું ખોટી છું. કારણ કે જો મ્હને એજ વખતે જમીનમાં દાટી દેવામાં આવી હોત તો હું ગુંગળાઈને જરૂર મરી જાત; કારણ કે મૂર્છાવશ દશામાં હું તમ્હને જમીનમાં દાટતી ત્હમને અટકાવી શકત નહિ ને આજે ત્હમે મને જીવંત જોઈ શકો છો. એ પ્રસંગ ઉપસ્થિત થાત નહિ. જ્યારે તમ્હે મકાનમાંથી ન્હાસી ગયા ત્યારે ત્મહે મ્હને જોઈ હતી કે હું બેશુદ્ધ દશામાં હતી ! રે ! તમ્હારી ધારણાએ હું મૃત્યુ પામી ગઇ હતી ! પરન્તુ હું પણ પાંચ કલાક પછી શુદ્ધિમાં આવવા પામીને મ્હારા નોકરોએ મ્હારી માવજત કરીને તેના પરિણામે હું મૂળ સ્થિતિમાં આવી ગઇ છું ને તમે તે જોઈ શકો છો. જો કે ગોળીના ઘાનો દુઃખાવો મટી ગયો છે. તથાપિ ત્હેની નિશાની નાબુદ થઇ નથી, હું બે ત્રણ દિવસે સંપૂર્ણ શુદ્ધીમાં આવી ત્યારે મ્હને ખબર પડી કે તમ્હે જેલમાં સીધાવી ગયા છો. ને એ પણ હું જાણી શકી કે તમ્હે તમ્હારા

મિત્રનું ખુનના આરોપનો સ્વીકાર કર્યોને કોર્ટે ત્હમને દશ વર્ષના સખ્ત મજુરી સાથેના કેદખાનાની સજા ફરમાવી મ્હને એ વખત આશ્ચર્ય થયું ને ઘડીભર એ વાતનો સ્વીકાર કરતાં મ્હને સંકોચ થયો. પરન્તુ જ્યારે મ્હારી એ વાતની નિશ્ચયાત્મક ખાત્રી થઈ ત્યારે ત્હમારા સ્વભાવ માટે મ્હને વિશેષ માનબુદ્ધિ ઉપજી. જે માણુસ ત્હમને મારવાની નીચ હદે ગયેલો તે માણુસનું ખુન તો મ્હેં કર્યું હતું; ને એ ખુનનો આરોપ ત્હમે કેમ સ્વીકાર્યો, એ વિષે હું ઘણું વિચારી રહી. ને ખરેખર ! ત્હમને નહિ ખબર હોય કે ત્હમારા એ દુરાશયી મિત્રનું ખુન મ્હેં કર્યું છે ! જ્યારે મ્હેં તમારા ઉપર તેને ગોળી છોડતો જોયો ત્યારેજ મ્હેં મ્હારી રિવોલ્વર ફોડી હતીને તેમાંથી છુટી ગોળી વાગવાથી તેનું તાત્કાલિકજ મૃત્યુ નિપજ્યુ હતું. મ્હેં તેના તરફ ગોળી તો છોડી પરન્તુ તેણે છોડેલી ગોળીએ ત્હમારો જીવ લીધો છે કે કેમ એ જોવા હું ભોંયરામાં દોડી આવીને ત્હમને મ્હેં ચત્તાપાટ પડેલા જોયા મ્હેં તુરતજ માની લીધું કે ત્હમે મૃત્યુ પામ્યા છો ને પ્રિય આત્માના અભાવે હું જગતમાં રહી શકું નહિ એમ મને લાગવાથી એજ પળે મ્હેં મ્હારી રિવૉલ્વર મ્હારી છાતીમાં ફોડી, ને ત્હેનું પરિણામ ગંભીર આવ્યું નહિ એ હું અને ત્હમે જોઈ શકયા છીએ.

હવે ત્હમારા મિત્રના શબનું શું થયું? સાંભળો....ત્રીજે

દિવસે જ્યારે હું શુદ્ધિમાં આવી, ત્યાં સુધી મ્હારા નોકરોએ ત્હમારા એ મિત્રના શબની કાંઈ પણ વ્યવસ્થા કરી નહતી. હું શુદ્ધિમાં આવીને ત્હેના શબને મ્હેં જોયું ત્હેના વદન ઉપર કાળાશ છવાયલી હતી, ને તે અત્યંત ભયંકર લાગતી હતી....તુરતજ એ શબને મ્હારા મકાનમાંથી ગુપ્ત રીતે ખશેડવામાં આવ્યું ને સ્મશાન ભૂમિમાં જઈ ફેંકી દેવામાં આવ્યું. ત્યાર પછી ત્હે શબનું શું બન્યું ત્હેની ખબર પડી નથી! ને બનવાનું યે શું હતું? કોઈ ગીધ-સમડાએ ત્હેને ફાડી ખાધું હશે!

ને હવે એકવાત........ત્હમને જેલમાં કેવી રીતે મળવું એ માટે મ્હેં ખૂબ વિચાર કર્યા. ને છેવટે એક વિચાર મ્હને ઠીક જણાયો ને તે મ્હેં અમલમાં મૂક્યો ને ત્હેમાં હું ફેતેહમંદ બની છું. વ્હાલા! પણ ત્હમને મિત્રનું ખુન કરવાના આરોપને વ્હોરવાનું કેમ સુઝ્યુ?"

કુમારિકા જરદાલુના મ્હોમાંથી નીકળતા શબ્દો હું આતુરતા પૂર્વક શ્રવણ કર્યે જતો હતો. જ્યારે બધી વાર્ત્તા પુરી થઇ ત્યારે બધો ભેદ હું પામી ગયોને ત્હેણે વૃત્તાંતાંતે પૂછેલા પ્રશ્નનો મ્હેં ઉત્તર વાળ્યો.

" વ્હાલી! સ્હેજ ઉડાંણમાં ઉત્તર કે જીવનનો ખુની હું ખરો કે નહિ? જો હું ત્હારા ભોંયરામાં ન આવ્યો હોત તો ત્હને લોખંડના ખીલાઓના દોરામાંથી બહાર

નિકળવા વારો આવત નહિ ને મ્હને ત્હેની જગ્યાએ એટલે આ અણીદાર ખીલાઓની વઝુલમાં સપડાવું પડત નહિ ને પછી ત્હે મ્હારા તરફ ગોળી છોડે એવો પ્રસંગ તો આવતજ શાનો? ને ત્હેણે મ્હારા તરફ ગોળી છોડી નહોત તો ત્હેના તરફ તું ગોળી ન છોડત ને તેને મૃત્યુ પામવું ન પડત, એટલે વાસ્તવિક રીતે તો જીવનનું ખુન કરનારો હુંજ ઠરૂં છું. જો કે ત્હને આશ્ચર્ય લાગશે મ્હારી આ વાર્ત્તા સાંભળીને...પણ ત્હારે નીખાસ જાણવું કે તત્ત્વ જ્ઞાનીઓનાં વિચારો ઘણાં ગહન અને ઉંડાં હોય છે જેને દુનિયાના ડાહ્યા કહેવાતા આત્માઓ દિવાના ગણી કાઢવા તૈયાર થાય છે ને તુંયે મ્હારી આ વાર્ત્તા સાંભળી કદાચ મ્હને દિવાનો રે! દિવાનો કહી હસી કહાડીશ........ને ખુશીથી હસજે!....પણ ત્હારે જાણવું જોઇએ કે અમો તત્ત્વજ્ઞાનીઓએ પ્રકૃતિના પુજારીઓની 'નીતિ' અને દુનિયાની 'નીતિ જુદી પડે છે. ને તેથી દુનિયા માને છે કે અમે નીતિ અને ધર્મના શત્રુ અવતર્યા છીએ! તેમજ જેઓ અમ્હારા સીદ્ધાંતો ને અમ્હારા લખોમાં વાંચેછે તેઓ એમ માની બેશે છે કે અમે માનવ ફરજોથી વિહિન છીએ. આમ સ્હમજનારાઓ ના હ્રદય મરેલાં હોવા જોઇએ ને અમારો તિરસ્કાર કરવા પહેલાં માણુસ હ્રદય શયતાનને વેચેલું હોવું જોઇએ એમ ભાર પૂર્વક કરેવાની લાલચને માન આપ્યા સિવાય મારે છુટકાજ નથી. કારણ કે તેઓ

પોતાની અસમજમાં અમ્હને અન્યાય આપે છે અને દુનિયાને ભમાવે છે. આ દુનિયામાં એવો કોઈ મનુષ્ય નથી કે........નહિ. હું મ્હારી ફિલ્સુફી વધારે સંભળાવી ત્હને કંટાળો આપીશ નહિ. ટુંકામાં કહેવાનું એટલું જ કે જો તું ઉંડી ઉતરીશ તો ત્હને લાગશે કે જીવનનો હુંજ ખુની છું. ને એ ખુનનો આરોપ મ્હારે કબુલ કરવોજ જોઈએ. "

વાંચનાર વાત વતમાં તત્ત્વજ્ઞાનમાં ઉતરી જવાની મ્હને ટેવ હોઇ હું જરદાલુના પ્રશ્નનો જવાબ આપતાં કિંચિત્ તત્વજ્ઞાનાપ્રદેશમાં પહોંચી ગયો પરન્તુ મ્હારી આંખો એ જરદાલુના મ્હોંપરના ભાવક્ષરો ઉકેલ્યા કેતે મ્હારી ફિલ્સુફી સાંભળતા કંટાળો પામતી હતી. ને એથીજ અધુરા વાક્યે મ્હેં ફિલસુફીનું પુરાણ દાબીદીધું. ને મ્હારી પ્રેમદા જરદાલુના મ્હોં સામું હું ટગર ટગર જોઈ રહ્યો.

મ્હારા તરફનો ઉત્તર સાંભળીને જાણે તે છક થઈ ગઈ હોય એમ મ્હને લાગ્યું. ક્યાંય સુધી ત્હે મુંગી રહીને ત્હેના એ મોન વિષે મ્હેં ઘણી ઘણી કલ્પનાઓ, મગજથી અતિત્વરિત ગતિએ, કરી લીધી ને ત્યાં ત્હે બોલીઃ

"ત્હમારી 'નીતિ' ને 'ફીલ્સુફ' ત્હમને મુબારક હો! એવી ઢંગધડા વિનાની પોતે માની લીધેલી નીતિ એ કંઇ માન્યનીતિ ન કહેવાય! ને ત્હમેજ કહો. ત્હમે હમણાં કહી ગયાકે જો હું ત્હારા ભોંયરામાં ન આવ્યો હોત તો

ત્હેને મૃત્યુ પામવું પડત નહિ. ત્હમારા કહેવાનો આશય એજ છે ને ?.... ઠીક, ત્યારે કહો, જો હું ત્હમને જેલમાંથી મારે ત્યાં ન લાવી હોત તો ત્હમે મારે ત્યાં આવત નહિ ને તમ્હારા મિત્રને મરવા વખત આવત નહિ.... કેમ ખરૂંને? ને ત્યારે કહોજી ફીલસુફ! હું ખુની કેમ નહિ ? ”

ત્હેની વાત ખરેખર વિચારવા જેવી મ્હને લાગી. પણ મ્હારા તત્વજ્ઞાને મ્હને કાનમાં કહ્યું કે “એ વાતબંધ કર!”

ને મ્હેં વાત ફેરેવી નાખતાં ત્હેને પ્રશ્ન કર્યો:

“ પડખામાં વાગેલી ગોળીનું ચિહનતો બતાવ પ્રિયા!”

તુરતજ ત્હેણે તે ચિહ્ન બતાવ્યું. ને તે જોઇને હું બોલ્યોઃ

“ આ ચિન્હાકિતથી તું જાણે વધારે દીપે છે ! ”

તે બોલીઃ

“ પ્રિયજનની દૃષ્ટી પ્રિયજનને સુંદરજ દેખે છે ! ”

ને વાંચનાર! એ શું સાચું નથી ?

આમ વાત કરતાં અમે બેઉ ઝુંપડીના બારણાં પાસે બેઠા હતા ત્યાં એક અવાજ અમ્હારા કાનપર આથડયો, અમ્હે ચમકયાને........ને બીજીજ પળે અમ્હારી બાજુમાંથી એક ગોળી સનનન કરતી પસાર થઇ ગઇ! અમ્હે એક દમ ઉભા થઇ ગયા ને એ ગોળી જે દિશામાંથી આવી હતી તે દિસા તરફ જોઇ રહ્યા. પણ અમ્હારી આંખોએ ગોળી

છોડનારને જોઇ શકી નહિ, ભયથી અમ્હે કાંપવા લાગ્યા, ને એકબીજાના મ્હોં સામું જોઇ રહ્યા.

ત્યાં પાછળથી મ્હારા ખભા ઉપર કોઇના લોખંડી હાથ પડયા. મ્હેં મ્હોં ફેરવ્યુ ને એક ભયંકર મુખ મુદ્રા મ્હારા જોવામાં આવી હું કોઇ પણ બોલું ત્યાર પહેલાં તેણે મ્હારી ગળચી પકડીને મ્હને જમીનપર પછાડયો.

ને એટલામાં બીજો એક માણસ પ્રકાશમાં આવ્યોને ત્હેણે જરદાલુની બોચી પકડીને જમીનપર પટકી.

જરદાલુનો ચિત્કાર મ્હારા કાને આથડયો ને મ્હારૂં લોહી કકળી ઉઠયું; પરન્તુ મ્હારી છાતી ઉપર એક કાયાનો ભાર પડેલો હોઇ હું કાંઇ પણ કરી શકવા લાચારબન્યોહતો.

અમ્હને બન્નેને જમીનપર પછાડીને એક જણે રૂમાલમાં વીંટાળેલી એક પડીકી કાઢીને ત્હેમાંની દવા અમને સુંઘાડવામાં આવી. મ્હેં તુરતજ કળી લીધું કે તે કલોરાફોર્મ હતું....ને કલોરાફોર્મને સુંઘવાથી જે અસર થાય છે તે અસર અમ્હને થઈ. અમ્હે ઘેનમાં પડયાને ત્યાર પછી શું બન્યું ત્હેની અમ્હને ખબર નથી.

પણ જ્યારે હું શુદ્ધિમાં આવ્યો ત્યારે મ્હારૂં શરીર એક દિવાનખાનામાં હતું ને જરદાલુ બેશુદ્ધ દશાવશ એ દિવાનખાનાના એક ખુણામાં એક સોફાપર સુતી પડી એમ મ્હેં જોયું.

એ દિવાનખાનું કોનું હતું ત્હેની માહીતી મેળવવા અંદરના ભાગમાંના ફરનીચરને મ્હેં લક્ષ પૂર્વક તપાસ્યું પરન્તુ એક પણ ચીજ એવી ન નિકળે કે જેના ઉપર એ. નામ વાંચવામાં આવે.

જ્યારે હું ફરનીચર જોઇ રહ્યો ત્યારે જરદાલુ કાંઈક હાલીને મ્હોડેથી કાંઈક બરબડી. હું ત્હેની નજીક ગયોને મ્હારા નેત્રોનો પ્રકાશ ત્હેની નયન કીકીઓએ ઝીલ્યો. તેણે આંખ ઉઘાડીને મ્હને જોતાં જતે એકદમ બેઠી થઇ ગઈ ને પછી ઉભી થઇ મ્હારા ગળે વળગી પડી, ને ડુસ્કાં ખાતી રડવા લાગી,

મ્હેં ત્હેને આશ્વાસન આપ્યું ને મહા પ્રયત્ને તે રડતી અટકી પછી હું કાંઈક બોલવા જતો હતો ત્યાં દિવાન-ખાનામાં એક હબસી જેવી કાળી આકૃતિને પ્રવેશતી મ્હેં જોઇ.

તે આકૃતિએ અંદર આવીને એકદમ મ્હારૂં કાંડું પકડયું ને મ્હને ખેંચતાં જણાવ્યું:

" ચલો, "

કમ્પતા અવાજે મ્હેં પૂછયું:

" કી—ધ—ર ? "

" અબેચલને ! " કહે તો તે હબસી જેવો આદમી મ્હને દિવાનખાના બહાર ઘસડી ગયોને બહારથી તાળુ

મ્હારી દીધું. મ્હારી વ્હાલી જરદાલુ એ દીવાનખાનામાં પુરાઈ.

દિવાનખાનામાંથી બહાર લાવીને મ્હને એક સીડી ઉતરાવવામાં આવી. સીડી ઉતર્યા પછી એક રૂમમાં મ્હને ઘસડી જવામાં આવ્યો. આ બધો વખત હું મ્હને ઘસડનાર વ્યક્તિના ભયાનક ચહેરા તરફ નિહાળીને કંપતો હતો.

રૂમમાં પગ મૂકતાંજ મ્હારા ડોળા ફાટી ગયા ને સાથે મ્હોં પણ પહોળું થઇ ગયું. અને મ્હને આશ્ચર્ય સમાધિ લાધી.

ને વાંચનાર ! ત્હેનેય આશ્ચર્ય લાગશે. કારણ કે તે રૂમમાં પગ મુકતાંજ જે વ્યક્તિને મેં જોઈ તે વ્યક્તિ અન્ય કોઇ નહિ પણ મ્હારો મિત્ર જીવન હતો.

આ ચમત્કાર શો ? જેના શબને શ્મશાન ભૂમિમાં ફેંકી દેવામાં આવ્યું તે, તેની જીવંત મૂર્તિ દેવી નજરે જોવાની કેવી ?

" કેમરે દોસ્ત ! "

અને એ શબ્દો સાંભળતાં હું આશ્ચર્ય સમાધિમાંથી બહાર આવ્યો ને મુંગો મુંગો જીવનના મ્હોં સામું જોતો ઉભો. પાછળ દ્રષ્ટિ કરી તો મ્હેં એવું દૃશ્ય જોયું કે મ્હને એક મ્હોટો ધ્રુજારો આવ્યો. એક બેડોળ માણસ ખુલ્લી તરવારે મ્હારી પાછળ ઉભો હતો !

શું એ માણુસની તલ્વાર મ્હારી ગરદન પરતો નહિ ફરે ? આવા વિચારમાં હું હતો જ્યાં મ્હારો મિત્ર મ્હોં ઠાવકુ રાખીને બોલવા લાગ્યો ને તે હુ સાંભળવા લાગ્યો.

" જ્યોતિ ! આજે ત્હારા જીવનનો જ્યોતિ બુઝાવાનો છે. જો પાછળ ! તારા ડોકાને ઉડાવી નાખવા હાથમાં તલ્વાર પકડીને ઉભેલા કાળદૂતને જો ! જે બોલ મરતી વખતે ત્હારે કાંઈ કહેવાનુ છે ? કાંઇ મનેચ્છા છે ? "

આ સાંભળીને મારા તો મોતીયાજ મરી ગયા હાથો શિથિલ થઇ ગયા ને મૃત્યુના ક્રૂર જડબાને વિકાસેલું મ્હેં જોયું.

હું કાંઇ પણ બોલ્યો નહિ એટલે જીવન ફરીથી બોલ્યો:

ત્યારે જીવનનો ત્યાગ કરતાં કાંઇ કહેવાનું છે ? હૃદયમાં કાંઇ ઈચ્છા છે ? "

" ના. " ધીમેથી હું બોલ્યો:

આટલી નીચતાની પરાકાષ્ટા કરતા મ્હારા મિત્ર તરફ આટલું છતાંય મ્હને સ્હેજ પણ તિરસ્કાર આવ્યો નહિ. તેના તરફનો પ્યારભર્યાં હૃદયમાં તું કિંચિત પણ ક્રોધની લાગણી ઉદ્ભવી નહિ.

મ્હારી ફ્રીલસુફીએ મ્હને કહ્યું કે

"હૃદય આપીને પછી રડવું એ મુરખતા છે! જેથીજ હાથે કરીને બીજાને આપવામાં આવી છે ત્હેનાં ટુકડા કરી ખાઈ જવાનો પણ ત્હેને અધિકાર છે."

ને ખરેખર મ્હારૂં હૃદય મ્હેં જીવનને આપી દીધું હતું, જોકે પાછળથી અર્ધું જરદાલુને અપાયું, ને જેટલો અધિકાર મ્હારા હૃદય ઉપર જરદાલું અજમાવે તેટલોજ અધિકાર—નહિ વતો કે નહિ ઓછો—મ્હારા હૃદય ઉપર જીવન અજમાવે....કારણકે મારૂં હૃદય એ બે વ્યક્તિઓને મ્હેં વ્હેંચી આપ્યું હતું.

ને તેથી જીવન જે કરવા ચાહે તે ખુશીથી કરે—ને તેમ કરવાનો તેને અધિકાર છે એમ માની હું ચુપચાપ ઉભો.

" અયદોસ્ત ! " જીવન બોલ્યો: " મ્હને માફ કરજે કે મ્હારે ત્હારો જાન લેવાનું અધમ કાર્ય કરવું પડે છે ! પણ હું લાચાર છું કે ત્હારા વિનાશ વિના મ્હારા મનોરથો પૂરાં થઇ શકે એમ નથી; ને તેથીજ આજે હું ત્હારો નાશ કરાવવાનો છું અને તેમ કરવા માટે આ પહેલવાન તૈયારજ ઉભો છે, માત્ર મારી આજ્ઞા થાય એટલીજ વાર છે. દોસ્ત ! જરદાલુના શૌન્દર્યે મ્હને એટલા મોહોન્માદમાં મૂક્યો છે કે હું તેને મ્હારી કરવા માટે આકાશ પાતાળ એક કરવાનું સાહસ પણ આદરીશ. મ્હને લાગે છે કે જ્યાં સુધી તું જીવતો હશે ત્યાં સુધી તે મ્હારો એક પણ અક્ષર સાંભળવાની નથી જ્યારે તારો આત્મા વાયુમાં ભળી જશે ને એવાત જરદાલુ જાણશે ત્યારે, મ્હારી ધારણા છે કે તે કાંઇક નરમ પડશેને મ્હારી વાતને માન આપશે. ને

મ્હને તિરસ્કારી ને તે જશે પણ ક્યાં? મ્હારા મકાનમાં તે બંદીવાન્ છે. જો ત્હારૂં ખુન કર્યાછતાં એ જરદાલુ મ્હારી ધારણા પુરી નહિ કરે તો આખરે એક ઉપાય મ્હારા માટે બાકી રહે છે, ને તે બલાત્કાર."

જીવનની વાત સાંભળીને હું કંપવા લાગ્યો. શું ખરેજ મ્હને વધેરી નાખવામાં આવશે? ને તે શું એક બેડોળ જેવા દેખાતા માણસ ના હાથે?

હું જીવન તરફ જોઇને બોલ્યો:

"મ્હારા મિત્ર! જો ત્હારૂં સુખ મ્હારા જાનના ભોગનું પ્રાપ્ત કરી શકતો હો તો ખુશીથી હું મારો જાન આપવા તૈયાર ઉભો છું! જીવવાની મ્હને મમતા નથી. ઉલ્ટું મ્હને સંતોષ મળશે કે મ્હારો જાન મિત્રને સુખી કરવા માટે આપી દેવામાં આવ્યો છે. સ્વર્ગમાં દેવો અને અપ્સરાઓ પણ મ્હને વધાવશે....દોસ્ત! ભલે હું મરીશ! તારા સુખ અને આનંદના બદલામાં ખુશીથી મ્હારો જાન લે....પણ મ્હને એકજ વાત કહેવાની છે,—અને તે એકે તારા એકજ હાથે મ્હારૂં ડોકું ઉડાવી દે. મિત્રના હાથે મરતાં મ્હને અત્યંત આનંદ થશે...."

જીવન ઉભો થયો ને મ્હેં જાણ્યું કે મ્હારો કાળ પાસે આવી પહોંચ્યો. પણ મરવાની તૈયારીમાં ઉભેલા મ્હને લેશ પણ કંપ ન થયો, ને ઉલ્ટું મ્હેં કહ્યું:

"હા. કેમ વિલંબ કરે છે? લે; ને ઉગામ તલ્વાર

અને ઉડાવી દે ડોકું ! ”

મ્હારી પાછળ ઉભેલા કાળદૂત જેવા બેડોળ પહેલવાનના હાથમાંથી જીવને તલ્વાર લીધી ને મ્હારા તરફ જોઇને બોલ્યો:

“ ચાલ હુંજ ત્હારો નાશ કરીશ, પણ જરદાલુના દેખતાં ? ”

“ મિત્ર ” શા માટે મ્હારી પ્રેમ પ્રતિમાની નજર આગળ મ્હને વધેરવો ? અહિંજ મ્હને હલાલ કર : ” મેં કહ્યું:

“ નહિ ” જીવન બોલ્યો ! “ જરદાલુના દેખતાં હું ત્હારો નાશ કરીશ ને તે એટલા માટે કે જેને તે ચાહે છે ત્હેનો વધ થયેલો નજરો નજર દેખતાં તે મ્હને ચાહવા વિચાર પર આવે ? ”

“ અરે ! ભલા ભાઈ ! “ હું બોલ્યો: “ મ્હારો વધ થતો જોઈને તો બિચારી જીભ કરડીને આપઘાત કરી જશે, સમજ્યો ? ”

“ આપઘાત કરવો એ સ્હેલું નથી ! ” તે બોલ્યો

ને તુરતજ મ્હને લઇને તે પેલા દિવાનખાનામાં ઉપસ્થિત થયો કે જ્યાં મ્હારી પ્રિયતમા જરદાલુ મ્હોટેથી રડી રહી હતી !

જીવનને જોતાંજ ત્હે બિચારી રડતી બંધ થઇ ગઇને જેમ હું જીવનને જોઇને આશ્ચર્ય સમાધિમાં ગયો હતો

તેમ તે પણ આશ્ચર્ય સમાધિમાં ગઇને બોલી ! " અહો આ શું ! "

જીવન ત્હેને ઉદ્દેશીને બોલ્યો:

" આ શું ?....ન સ્હમજી ! આજે આ ત્હારા પ્રેમ પાત્રનો અહિં વધ થવાનો છે. "

" વધ ?....ને ત્હે મ્હારા પ્રેમ પાત્ર જ્યોતિનો વધ ? કોઇનો વધ કરવાનો ત્હેને લેશ પણ અધિકાર નથી. જરદાલુ આવેશમાં બોલી ને એક છલંગ મારતી મ્હારી સ્હોડમાં આવીને ભરાઇ ગઇ.

મ્હારા મિત્રે તુરત સીટી વગાડી અને એક માણસે અમારા દિવાનખાનામાં દોડી આવ્યો. જીવન ત્હેને આજ્ઞા આપી.

" આ બાઇને એક તરફ ખસેડ....ને ત્હેને એક બાજુ મજબુત પકડીને ઉભી રાખ. "

એ આજ્ઞાનો તુરતજ અમલ કરવામાં આવ્યો. જરદાલુને એક ખુણામાં લઈ જઈ મ્હારા મિત્રના માણસે ત્હેને મજબુત પકડી રાખી.

હું જોઇ શકતો હતો કે જરદાલુ વાળ પીંખતી હતી ને ત્હેને હું મિત્ર માની રહ્યો છું ત્હેના ભયંકર કારસ્થાનને જોઇ મ્હેં એક સહૃદયને નહિ પણ શયતાનની સાથે મૈત્રિ બાંધી છે એમ જાણે સ્હમજાવતી હોય તેમ તે મ્હારા સામે દૃષ્ટિપાત કરતી હતી.

પણ હું હજીયે મ્હારાં મિત્ર પ્રતિ તિરસ્કાર વૃત્તિને ઉત્પન્ન કરવા શક્તિમાન થઇ શકયો નહિ. મ્હારૂં હૃદય મ્હને વધેરવા ઉભેલા પુરૂષના હૃદય તરફ નમતું જતું હતું.

અને જીવન પણ મ્હને ચુપચાપ ને હસતો ઉભેલો જોઇને આશ્ચર્યની લાગણીને પ્રકાશ કરતો હતો. તલ્વારની ધાર ચમકાવીને હેણે મને કહ્યું :

" દોસ્ત ! પરમાત્માની પ્રાર્થના કરીલે. જો, મ્હારી તલ્વાર ત્હારા લોહીમાં રંગાવા ઉછાળા મારે છે ! "

ત્હેના જવાબમાં હું કાંઇ બોલું ત્યાર પહેલાં જરદાલુ બોલી ઉઠી:

" જીવન ! અરે ! મ્હારા પ્રિયતમના પરમમિત્ર ! સબુર ! તું શું કરવા એક નિર્દોષ આદમીનું ખુન કરે છે ? "

" ત્હને મ્હારી બનાવવા. " જીવન બોલ્યો:

" ચુપ. કડક અવાજે જરદાલુ બોલી ઉઠી: " ત્હારા એ શયતાનીયત ભર્યા ખ્યાલને તું છોડી દે. તું ગમે તેટલો જુલ્માટ ગુજારીશ પણ....પણ આ જરદાલુ જ્યોતિની મટી કદી પણ અન્ય પુરૂષની બનવાની નથી. ત્હારો મ્હારા તરફ પ્યાર છે પણ એ પ્યારનો અત્યાચાર કરતાં પહેલાં વિચાર કર ! "

" વિચાર કરવાની મ્હને ફુરસદ નથી ! "

એમ કહેતો જીવન મ્હારા તરફ ધસ્યોને મ્હારી બોચી પકડીને બોલ્યો:

" થઈ જા મૃત્યુને ભેટી પડવા તૈયાર ! "

" મરતી વખતે મિત્ર ત્હને નમસ્કાર ! મેં જીવનને નમન કર્યું.

જો હું ધારત તો છલંગ મારી જીવનના હાથમાંની તલ્વાર છીનવીને ત્હેનેજ હું મૃત્યુને ભેટાડી શકત; જીવન કરતાં મ્હારામાં વિશેષ શકિત અને બળ હોવા છતાંયે હું આખર સુધી ત્હેના અત્યાચાર તરફ લક્ષ ન દોરતાં મિત્રતાનેજ વળગી રહ્યો. કારણ કે મેં એક ઠેકાણે વાંચ્યું હતું કે મિત્રતા કરવી હોય તો મિત્રને પોતા કરતાં પણ વધારે માન આપજો. ત્હેને ચાહજો. સભ્યતાના સામાન્ય નિયમો તોડશો નહિ—અને—જો મિત્રતા નભાવવીજ હોય તો એની પ્રકૃતિ કે કાર્યમાં જે નીચતા હોય તે જોવા જાણવા કોશીષ કરશો નહિ અગર તે જોવાઈ નહી તો ત્હમે તે જોઇ ગયા છો એવી એને ખબર પડવા દેશો નહિ....ને હું જીવન સાથે મિત્રતા વધારવા ઇચ્છતો હતો. ને તેથી ત્હેની પ્રકૃતિ કે કાર્યમાં જે નીચતા હોય તે તરફ નજર સુદ્ધાં કરવાનો ખ્યાલ પણ મ્હારાથી ન થઇ શકે એમ હતું ને તેથીજ મૈત્રિના આદર્શને વળગી રહેવામાં મ્હેં મઝા જોઇને મિત્રની તલ્વાર ગરદન ઉપર ફરી વળે એ પળની આનંદીત મ્હોરે રાહ જોઈ રહ્યો.

જીવને મ્હારી જરદાલુ તરફ નજર ફેંકીને આંખના ઇસારે જણાવ્યું કે ત્હારો પ્રિયતમ ફના થાય છે!

પછી ત્હેણે મુઠને જોરથી પકડીને તલ્વાર ખખડાવીને જણાવ્યું,

"મૃત્યુને બોલાવ."

મ્હેં કહ્યું; "મ્હને મારવો છે?......મારો!......પણ ત્હમને હૃદયપૂર્વક ચાહનાર મિત્રની મૈત્રિની એ કિંમત આંકશો?....વિચાર કરીને મ્હારી ગરદન કાપજો પાછળથી પસ્તાવું નપડે ત્હેનું ધ્યાન રાખજો...."

ત્હેણે તલ્વાર ઉગામી ને એ જોઇને મ્હારી જરદાલુને તમ્મર આવી ગયેલી મ્હેં જોઈ પરન્તુ એક માણસે ત્હેને મજબુત રીતે પકડી રાખેલી હોવાથી તે જમીનપર પડી નહિ.

પણ મ્હારા મિત્રની ઉગામેલી તલ્વાર મ્હારી ગરદનમાં વાર કરે ત્યાર પહેલાં "સબુર! કોણ છે!" નો અવાજ દિવાનખાનામાં આવ્યો; ને એકદમ પાંચસાત પોલીસો ધસી આવેલા મ્હેં જોયા.

જીવન થરથર ધ્રૂજી ગયો ને પોલીસોના ઘેરા વચ્ચે ઘેરાઈ ગયો.

તે બીજીજ પળે પોલીસોએ જીવનના હાથમાં હાથ કડી નાખીને મ્હારા મિત્રના હાથ લોખંડની જંજીરથી જકડાયલા જોતાં મ્હને દુઃખ થયું. મારી જરદાલુએ હવે આંખ ઉઘાડી ને જોતાંજ તે ખડખડાટ હસી પડી. એ વખતે મ્હેં તો માની લીધેલું કે તે દિવાનાપણામાં

ખડખડાટ હસી નહુતી; પરન્તુ મ્હને મારવા તૈયાર થયેલાના હાથમાં હાથકડી જોઇને ત્હેને પોલીસોના ઘેરા વચ્ચે જોઇનેજ તે હસીપડી હતી તે હાસ્યમાં **નિર્દોષને પરમાત્મા અણધારી સ્હાય આપે છે જ** એ સૂત્ર મ્હેં વાંચ્યું ને વિચાર્યું.

પણ પોલીસો જીવનને એકનેજ હાથકડી નાખીને અટક્યા નહિ. મ્હને બે હાથકડી નાખીને જરદાલુને. મે ત્હેને પકડીને ઉભેલા મનુષ્યને બે હાથકડી ઠોકી દીધી અને અમે ચાર જણને પોલીસની ટુકડી ગેટ ઉપર લઇ ગઈ.

ગેટ ઉપર અમ્હે ગયા એ વખતે જો કોઈ કાંપતું હોય તો તે જીવન. મ્હને કે જરદાલુને સ્હેજ પણ કંપ થતો ન હતો ને ઊલટું અમ્હે પરસ્પર જોઇને હસતા હતા. અમ્હને હસતા જોઇને જીવન જાણે બળી મરતો હોય એટલી વેદના અનુભાવતો હતો,

ગેટ પર આવ્યા પછી મ્હને ખબર પડી કે હું જેલમાંથી ન્હાસી છૂટયો હતો ત્હેથી ખબર ચોકીદારોને પડી કે તુરતજ મ્હારી પાછળ પોલીસ પડી હતી ને હું જીવનના મકાનમાં છું એવી બાતમી મળતાં પોલીસ મ્હને પકડવા ત્યાં આવી હતી; પરન્તુ અંદરનું દૃશ્ય જોતાંજ પોલીસ ટુકડી ચમકીને પ્રથમતો જીવનજે જકડયો ને પછી ન્હાસેલા કેદી તરીકે મ્હને જકડયોને. જીવનના હાથમાંની

તલ્વાર શું કરવાની હતી એ જાણવા માટે જરદાલુ અને મ્હેને પકડીને ઉભેલા મનુષ્યને બંદીવાન્ કરાવાની જરૂર પોલીસે જોઇ હતી તે એટલા માટે કે કૉર્ટમાં તેઓ પુરાવા રૂપ થઈ પડે,

પણ ત્હેથી તો મ્હને ઘણો મહાન્ લાભ થયો. કોર્ટમાં જ્યારે જરદાલુ નું શરીર ગયું ત્યારે મ્હોટા આશ્ચર્ય વચ્ચે જજે અને જ્યુરીએ જરદાલુના મ્હોંએથી ભેદ જાણી લીધો; તે વખતે મ્હને નિર્દોષ ઠરાવ્યો ને મ્હને જેલમાં ભોગવવી પડેલી મુશ્કેલી માટે પશ્ચાત્તાપ જાહેર કર્યાં

પછી જીવન ને પૂછવામાં આવ્યું કે નાગી તલ્વારનો તું શું ઉપયોગ કરવા ઇચ્છતો હતો.

પણ જીવન ત્હેનો ઉત્તર આપી શકયો નહિ, ને કંપવા થયેલા માનવીની પેઠે કંપવા લાગ્યો.

પછી જજે જરદાલુને પૂછ્યું ને ત્હેણે કહી દીધું કે મ્હારા પ્રિયતમનું ખુન કરવા ઇચ્છતો હતો.

ને મ્હને પણ પૂછવામાં આવ્યું કે જરદાલુ કહે છે તે ખરૂં છે કે કેમ ?....હું શું ઉત્તર આપુ જો ' ખરૂ કહું તો મ્હારો મિત્ર ખુન કરવાના કોશીશના ગુન્હા માટે સખ્ત શિક્ષા પામે ને તે મ્હારા માટે અસહ્ય બને; ને જો 'ખોટું' કહું છો જરદાલુ જુઠ્ઠી પડે ને હું 'જુઠ્ઠો' છું એમ જરદાલુને માનવાનું કારણ મળે, એવા વિચારમાં હું મૌન રહ્યો

ને જજે પુનઃ એજ પ્રશ્ન મ્હને પૂછયો.

પણ જરદાલું એજ ત્હનો ઉત્તર આપાતાં જણાવી દીધું કે; જ્યોતિનું મૌન સૂચવે છે કે મ્હારૂં કહેલું સત્ય છે. જોહું અસત્ય હોઉં તો તેઓ ચુપ રહી નશકે

તે પછી જયુરીનો મત લઈ જજે જીવનને ખુન કરવાની કોશીશ માટે પંદરવર્ષની સખ્ત કેદની શિક્ષા ફરમાવીને જરદાલુને પકડી રહેલા મનુષ્યને બે વર્ષની આસન કેદની શિક્ષા ફરમાવી,

જ્યારે જીવનને કેદની શિક્ષા ફરમાવવામાં આવી ત્યારે હું એકદમ કોર્ટ વચ્ચે મુર્છિત થઈ ગયો ને જ્યારે હું જાગ્યો ત્યારે હું કોર્ટમાં નહતો પરન્તુ મ્હરા પોતા-નાજ ઘરમાં હતા.

હું મુર્છાવશ થઇ પડયો તે કોર્ટની આજ્ઞાથી જરદાલુ મ્હને ગાડીમાં નાખી ને મ્હારા ઘેર લઈ આવી હતી એમ મ્હેં જાણ્યું,

મ્હારી મુર્છાની નિદ્રામાંથી મ્હે આંખ ઉઘાડી ત્યારે મ્હારૂં શરીર પ્રસ્વેદથી ભીંજાઈ ગયું હતું ને જરદાલુ મ્હારા કપાલ ઉપરના પરસેવાને ત્હેની સાડીના પાલવ વતી લૂછતી હતી,

" જરદાલુ ! " હું બોલ્યો;

" વ્હાલા ! હમણાં શાંત પડયા રહો, ત્હમને આ-રામની જરૂર છે. "

જરદાલુ વ્હાલ પૂર્વક બોલી.

" મ્હારા મિત્રનુ શું થયું ?

એમ બોલતો હું પલંગમાં બેઠો થઇ ગયો ને જરદાલુએ મ્હને સુવાડી દેતાં કહ્યું. " એમ ન કરો. એથી ત્હમારી તબીયત પુનઃ લથડશે. "

મ્હારી જરદાલુનો સુકોમળ હાથ મ્હારા મસ્તક ઉપર ફરવા લાગ્યોને મ્હને નિદ્રા આવી ગઈ.

હું નિદ્રાવશ થયો તે છતાંય જરદાલુનો હાથ મ્હારૂં માંથું ચાંપતો હતો તે જાણે ચમ્પકનાં પુષ્પ ખેરવતો હોય ને ! એમ મ્હને લાગતું.

હું નિદ્રામાંથી જાગ્રતમાં આવ્યો ને એવખતે સન્ધ્યાનો સમય હતો. સન્ધ્યાની સુવર્ણ છાંયા જગત્‌ને સુવર્ણ મય બનાવવા ઇચ્છતી હતી એ ધન્ય પળે હું પલંગમાંથી નિચે ઉતર્યોને જરાદાલુ મ્હારા મ્હોં સામું જોઇને બોલી ! " મ્હોં ધોવું છે ? પાણી લાવું ? "

ચન્દ્ર ફરતાં તેજ વર્તુળ દોરાય તેજ પરસ્પર અમે કટી મેખલા સમી કરમાલાઓ વીંટી દીધી. લતા જેમ લતામાં ગુંથાય, ને સખી જેમ સખિને ભેટે એવો અમ્મારા દેહગુંથણ અવિકારીને અવ્યય હતા.

વાંચનાર ! મ્હારૂં પોપચુંયે ફરૈકતું નહતું. એકરોમના કિરણ બાણમાંયે વિષનો વિકાર કે ડંખ નહતો.

અત્યાર સુધીમાં અમ્હે આજેજ આ પ્રમાણે ભેટી પડયા હતા.

કટી પ્રાનીથી સરતો મ્હારો હાથ જરદાલુને કેશપાશે મ્હડ્યો, ને નીચી દૃષ્ટિ કરી રહેલી જરદાલુને ઉન્મુખી કરીને મ્હારા હાસ્યનાં દર્શન કરાવ્યા. જરદાલુએ મ્હારી આંખડીઓમાં જોયું. શતદલ કમળ સરિખડું ત્હેનું મુખ કમલ પ્રફુલ્લ હતું.

ને વાચનાર! મ્હારૂં મુખારવિન્દ. ત્હેની મ્હેમાનીએ ગયું, ને અંબુજ પાંડદીઓ પાંદડીઓ ઉપર ચંપાય એમ અમારા અધરોએ પરસ્પરને ચાંપ્યા, અને....અને....પ્રેમના પ્રથમ ચુમ્બનનો અમૃત પ્યાલો બે એક ઘડી ચસચસીને અમ્હે પીધો.

એહો! આયુષ્યની તે પુણ્ય પળ! સરોવરની પાળોનાં પત્થરો ફોડી જળધોધ વહે એમ અમ અધર પાળોમાંથી પ્રેમ ધોધ પરસ્પરમાં વહતા હતા;

અમ્હારા હાથ દેહના આંબાને વીંટળાયેલા હતા એટલે નયનનાં નમનથી પ્રણય મૂર્ત્તિને નમસ્કાર કરી હૃદય સિંહાસને એ રસમૂર્ત્તિને પધરાવીને વાંચનાર! ખોળીયામાંના જીવ અરસપરસ બદલાતા ત્હેં અનુભવ્યા છે ને? અમ્હારે તો એવું થયું. મ્હારો જીવનજ્યોતિ જરદાલુની દેહડાળે જાણે જઈને બેઠો ને જરદાલુનો જીવનજ્યોતિ જાણે મ્હારી દેહડાળે આવિ વિરાજ્યો એવું અમ્મને એ પ્રથમ પ્રેમ ચુંબનની પુણ્ય પળે ભાસ્યું.

પછી જરદાલુએ મ્હને પાણીનો પ્યાલો આપ્યો ને

મ્હેં મ્હોં ધોઈનાખ્યું. જરદાલુ બોલી ! " પીવાનું પાણી લાવું ? "

" લાવ." મ્હેં કહ્યું ;

ને જરદાલુએ મ્હને એક કાચના ગ્લાશમાં સ્વચ્છ પાણી ભરીને મ્હારા હાથમાં ગ્લાસ મૂક્યો....વાંચનાર ! એ પાણી મ્હને અમૃતથીયે વધારે મીઠું લાગ્યું હતું.

પાણી પીધા પછી હું એક ખુરશીપર બેઠો ને જરદાલુ આવીને મ્હારા ખોળામાં બેઠી ને મ્હારા વદન ચંદ્રને નીહાળી રહી.

અમ્હને બન્નેને એ વખતે હાસ્યની ભરતીઓ આવી હતી.

એમ પરસ્પર હાસ્યામૃત પીધા પછી મ્હેં જરદાલુને કહ્યું:

" હૃદયેશ્વરી એકાદ ચીજ ગાઈશ ? "

તે બોલી: " વ્હાલા તમારી આવી પસ્તાવના જોઇને મ્હને ખેદ થાય છે. હજીયે ત્હમે મ્હને આજ્ઞા ફરમાવવાનો અધિકાર નથી મેળવ્યો કે મ્હને પુછો છો ? એમ પૂછવાને બદલે ત્હમારે કહેવું જોઈએ કે એકાદ ચિજ ગા. "

" એકાદ ચીજ ગા. " મ્હેં કહ્યું:

અને છલંગ મારતી જરદાલુ પલંગ નીચેથી સારંગી લઈ આવીને મ્હારા સામેની ખુરશી ઉપર હસતી બેઠીને સારંગીના સુર મીલાવવા લાગી. ઘણીજ ચપળતાથી ત્હેની

આંગળીઓ સારંગીના તાર ઉપર ફરવા લાગીને સારંગી કેમ જાણે હર્ષોન્માદમાં આવી ગઇ હોય તેમ રણકી રહી.

આલાપની સાથે ત્હેણે નીચેનું સંગીત લલકાર્યું.

" જામિનીના જાગરણે અરૂણાં લોચનીયાં લોચાનાં,
" અંતરનો તરરાગ પ્રકાશે, ઘેને ઘન ઘેરાતાં;
" જાઓ,....પ્રિતમ ! જાઓ ! જીવણ !—
જાણ્યા જુઠ જવા દો.

" જે થકી રાચો, તે જઇ જાચો; શઠ વદો શઠવાદો ? ..
" નયનમૃતનું પાન કરંતા અંજન રંજિત આ જે
" સ્યામ અધરમણિ, તે તમતનમાં ભળતો ભારી વિરાજે !
....જાઓ૦

" મરકતના પટમાં મનમથના જયનો લેખજ જાણે
" કનકે રેખ્યો હોય; તગે ત્યમ નખ નહી વાને વાને;
....જાઓ૦

" ચરણતણા અળતાના રસથી સીંચાઇ હરિ ! હાલે
" નવતર રાગ તણા ઉર અંકુર પાંગરતા દરસાવે,
...જાઓ૦

" દંતે અધર ધવાયો તમને મમ અંતર ચિરાયે,
" એ જણુવે હજુ એ વપુ આપણું ભિન્ન ન કેવું જરાએ !
....જાઓ૦

" તન સમ મનપણ મતિજ છે તેમ, કહ્યું મેં, કૂડા ફૂહાના !
" નહિ તો તમ ઘેલી તરૂણીને છેલ ! છેહ દો શાના ?....
....જાઓ૦

" કામજ છો અબળા જનના બળવીર ! ન બીજું કાંઈ;
" પ્રાણજીવન હરિ પ્રાણ બકીના શીનવદીધ વધાઈ ?
....જાઓ૦

" શ્રી જયદેવ–રચિત રસ સંચિત વંચિત વનિતા કેરી
" બાની પીઓ વિબુધો ! મધુરી આ અમૃતથી અદકેરી"
....જાઓ૦

સીતારનો રણધીર રણકાર શમ્યો ને હું રસના પ્રવાહમાં ભીંજાતા ચ્હેરે બોલ્યો:

" વ્હાલી જયદેવે તો કમાલ કરી છે!....શૃંગાર રસની સરિતા ત્હેના એક એક ગીતમાં ઉછળી રહે છે ! ત્હેં ગીત ગાયું ત્હેમાં કેટલો બધો શૃંગાર છે ? મ્હને તે ઘણુંજ ગમ્યું. આવાં સુન્દર ગીતો ત્હેં ગોખી રાખ્યા છે તે મ્હેં આજેજ જાણ્યું."

" પ્રિયતમ !" ' તે બોલી !"

" આ એકથી ગીત નહિ પરંતુ ગીત ગોવિન્દના બધા ગીતો મ્હેં ગોખ્યા છે ને પ્રત્યેક ગીત રાગમાં ગાતા મ્હને આવડે છે."

એમ બોલીને તે હસીને ત્હેની આંગળીઓએ પુનઃ સિતારને રણકાવી.

હું ત્હેની ઇચ્છા કળી ગયો કે તે બીજું ગીત ગાવા ઇચ્છે છે. એટલે મ્હેં કહ્યું:

" વ્હાલી ! ત્યારે એક બીજું પણ ગા, "

"જેવી મ્હારા પ્રિયતમની મરજી." કહીને તેણે આલાપ શરૂ કર્યો.

ને નીચેનું સંગીત છેડયું.

" બોલ મૃદુ બોલ બે, તિમિર અણુતોલ કે,
દંતની ચંદની મોટાવે....
" મંજુ મુખચંદ્ર તુજ સ્મિત સુધા માટ મુજ.
લોચન ચકોર તલસાવે....
" પ્રિયે ! મ્હેર કીજે, રીઝી પરી રીસ કરી દીજે;
" ઝાળ વ્રહની જળે, પ્રખર વપુ પરજળે;
ચુમી દવ પાન કરી દીજે. ..
" મોહુ ઉર અર્પતા, તીર કંદર્પનાં
નયનની લોત્પલો આજે,
" હૃદયને ભેદતાં મર્મને છેદતાં
શોણિ તે શોણુ શું રાજે ?...પ્રિયે !
" રૂઠી ઉરમાંહ્યજો તન્વી ! તું હોય,
તો વીંધ નખથીજ વપુ આર્મ
" બાંધ ભુજ બંધને; અધરપણુ ખંડ;
ને દંડ, જ્યમ ચંડી ! વલવાર્મ....પ્રિયે !
" તુંજ મુજ ધન અને તુંજ મુજ તનમને....
જીવનુંય જીવન તું મારે,
" રીઝ તુજ મુજ ઉપર થિર રહે, એજ ઉર
ચિંતવે ખંત ભારી ભારે....પ્રિયે

" ચરણ પલ્લવ ધરી સરસ શિર સુંદરી !
વિરહ વિષ વિષમ હરી લીજે,
" રોમે રોમે રહી અગન ઘન તન દહા,
તદ્દન તે શાંત કરી દીજે....પ્રિયે !
" પદ્મમદમર્દની, હ્રદય રસ વર્ધની,
ઉગ્ર ઉન્માદ મચવન્તી !
" ઉચર, ઉલટ ધરી ચિતરૂં અબતે
કરી પાટલી પગની દીપંતી,....પ્રિયે !
" તુંગ કુચ શૃંગ શિર હારરૂપે રૂચિર
વિજયનો તું ઝળકાવી,
" ધમકવી નિતંબના ડિંડિ મેખળા,
આણુમૂક પ્રેમની ગન્તકી.....પ્રિયે !
" પુનિત પદ્માવતી રમણ જય દેવનાં,
માનનો મેલ હરનારાં,
" રસિક જનને સુદાવે સદા શ્યામનાં
વેણુ રસરેણુ રસનારાં
" પ્રિયે ! મ્હેર કીજે, રીઝી પરી રીસ કરી દીજે;
" ઝાળ વ્રહનીજળે, પ્રબળ વપુ પરજળે,
ચૂમી દવપાન કરી દીજે."

મ્હારી વ્હાલી જરદાલુએ એકટ્રેસનું કામ કરેલું હોઈ ત્હેને ગાવા–વજાવાનું જ્ઞાન ઘણુંજ સરસ હતું. જ્યારે તે હસતી ત્યારે ત્હેના સર્વાંગો તાલમાં ઝોલાં ખાતા ને ત્હેના

વદન ઉપર હાસ્ય તરવરતું. જ્યારે તે હસતી ત્યારે તેના ગાલ ઉપર ઝીણા ખાડા પડતા ને તેની છબી કાંઇ ઓરજ ભાસતી.

વાંચનાર ! મારી જરદાલુ સૌન્દર્ય સંપન્ન હતી ?.......બેશક ! તેના જેવી સુંન્દરતા જગતમાં અન્યથા ક્યાંય નહિ હોય એમ હું કહીશ ત્યારે હું દિવાનો કહેવાઇશ, પરન્તુ હું ભાર પૂર્વક કહીશ કે જરાદાલુ. તે જરદાલુજ હતી.

ને તે કુમારિકા હતી. તેના માતા પિતા ન્હાનપણમાં ગુજરી ગયલા હોઇ તે જ્યારે નિરાધાર થઇ પડી ત્યારે એક નૃતિકાએ તેને આશ્રય આપ્યો હતો ને જરદાલુ એ નૃતિકાને ત્યાં પોષણ પામી હતી. એ નૃતિકાયે તેને સંગીતનું ઘણુંજ ઉત્તમ જ્ઞાન આપ્યું હતું ને જરદાલુ ઘણીજ ઉત્તમ ગાવિકા બની ગઈ હતી.

અને મ્હારે કહેવું જોઇએ કે ચારિત્ર્યની વિશુદ્ધતા તરફ તેને પુષ્કળ કાળજી હતી; તે એટલે સુધી કે પોતાને ત્યાં આવનારા સંગીતના શોખીનોને દારૂ, સોડા કે પાણીનો ગ્લાસ પણ આપતી નહિ. તે જાણતી હતી કે એવી રીતે તલાસ આપવામાં પુરૂષની કરાંગુલોને કદાચ સ્પર્શ થઇ જાય ને તેથી પોષક નૃતિકાની આજ્ઞા મળતી છતાંયે તે ગ્લાસને અડકતી નહિ. કદી કદી તેની પોષક નૃતિકા તેના ઉપર ખીજાતી ! પરન્તુ જરદાલુના સંગીતને

સાંભળનારા સજ્જનોની પુષ્કળ સંખ્યા પોતાને ત્યાં ઉભ-રાતીને પૈસાની રેલમછેલ થતિ એથી તે જરદાલુને વધારે પજવતી નહિ; તે એ ઉદ્દેશે કે કદાચ પજવણીથી જરદાલુ પોતાને ત્યાંથી ન્હાસી જાયને એ રીતે પોતાને ત્યાં થતી પૈસાની રેલમછેલ બંધ થાય. કારણ કે તેને ત્યાં જનારાઓ પૈકી એક પણ એવો ન નિકળતો કે જે જરદાલુના સંગીતને મૂકીને તેની પોષક નૃતિકાનું નાચ સંગીત સાંભળવા તયાર થાય. જો કે જરદાલુની પોષક નૃતિકા પણ સારૂં ગાઇ જાણતી હતી, પરન્તુ જરદાલુમાં જે એક વિશીષ્ઠતા હતી તે એ કે દેવ દુર્લભ સૌંન્દર્યને તેથી સંગીતનો શોખ ન હોય એવાએ તેને ત્યાં ઉભરાતા કે એ વિષે જરદાલુની સુન્દરતાનું દ્રષ્ટિદ્વારા પાન થઇ શકે.

કેટલાએ યુવકોએ જરદાલુને પોતાને ત્યાં પધારવાની પ્રાર્થના કરી હતી પરન્તુ જરદાલુ તેને ઠોકરે મારતી હતી. જ્યાં પાણીનો ગ્લાસ આપવામાં થતા પુરૂષના કરાં ગુટિના સ્પર્શથી તે પાપ માનતી, ત્યાં પોતાનું અમુલ્ય શિયળ લુંટાવાનું કાર્ય તેનાથી કેમ થઇ શકે ?

ને દારૂને પણ તે અડકી નથી. નૃતિકાને ત્યાં રહે-નારી–પોષણ પામનારી, ને દરરોજ સેંકડો નવ યુવાનોને દારૂડીઆઓને પોતાના સુમધુર સંગીતથી રીઝવનારી મારી જરદાલુ દારૂપાન વિના રહી શકે એમ માનતા કેટલાક

અચકાશે, પરન્તુ જરદાલુ જુઠું ન બોલે એવી મને ખાત્રી હોઈ તેણેજ મને કહ્યું હતું કે મેં દારૂના ગ્લાસ સુદ્ધાં મે સ્પર્શ કર્યો નથી....અને હું સાચું માનુ છું કે જરૂર તે દારૂપાનથી બચી હશે.

ને વાંચનાર ! તું સાચું માન યા ન માને તે સાથે મને કાંઈજ નિસબત નથી. હું તો મારી કથા તને કહી દઉં છું કે આવો મારો કથા વિસ્તાર છે.

જરદાલુએજ મને તેના જીવનની કથા કહી કહી અને મેં તે તેને કહી.

સંગીત મને અત્યંત વ્હાલું લાગતું....ને જગત્માં એવા કોઈ માનવી હશે કે જેને સંગીતનો સ્વર ન ગમે ? કારણ કે તે અમૃત છે, ને મહાન છે–સંગીત પોતાની મેળેજ–પોતાના ઐશ્વર્યને લીધે મહાન્ છે. સારા જગતને તે આકર્ષી શકે છે ને હું તેમાં અપવાદ બનું એ કેમ બને ?

" સંગીતના રસમાં હું મસ્ત બની ગયોને માથું ડોલાવી સંગીત રસજ્ઞતા પ્રદર્શિત કરવા લાગ્યો.

એ જોઇને જરદાલુએ સારંગી નીચે મુકી અને મારી પાસે આવીને કહ્યું:

" કાંઇ બહુ મઝા પડી ? "

" કેમ ન પડે ? " મેં કહ્યું: " સંગીત મને અત્યંત પ્યારૂં છે. ને વળી મારી દિલોજાનના મ્હોંમાંથી

નિકળતું સંગીત સાંભળી ને હું ડોલવા લાગું તેમાં શું નવાઈ થાય છે ? વ્હાલી તારા સંગીતે–તરા કોયલથીયે મધુરાયે મદદલોલ ટહુકારે મને મુગ્ધ કરી નાખ્યો છે ! ”

“ ખરેખર ! ” ત્હેણે કહ્યુઃ

“ ખરેખર ! ” મ્હેં કહ્યું ને માથું ડોલાવ્યું.

“ અહીં જરદાલુએ મારા ગાલપર ચુંબન કર્યું ને આંછુ હસતી મ્હારા સામું જોઈ રહી.

આમ અમે ઘણા દિવસો આનંદમાં પસાર કર્યા. જેમ જરદાલુને કોઈ વડીલ ન હતું. તેમ મને પણ કોઇ વડીલનું છત્ર નહતું જેથી અમને સાથે વસવામાં કશી પણ અડચણ નડી નહિ....ને તે છતાંય મારે જણાવવું જોઇએ કે અમારા એ એકાંત સ્હવાસમાંયે વિષની વાસના પરવતી નહી.

વાંચનાર ! તને કદાચ તે અસંભવિત લાગશે, પરંતુ તેની મને ઓછીજ દરકાર છે ? હું તો મારી આત્મકથા કથતોજ જાઉં છું. તેમાં તને સત્ય લાગે તેટલું સ્વીકારજે ને અસત્ય કે અતિશયોકિત જેવું જણાય તેના માટે મને નિંદજે. તારા તરફનો સત્કાર મળે કે નિંદા મળે તેની મને કશીયે પરવા નથી. મને જે કહેવાનું છે. તે હું કહીશજ....ને હું તો કહી છુટી શકે મારી આ આત્મકથામાં એક અક્ષર પણ સત્યની મર્યાદા બહારનો નથી.

એક દિવસ મારી જરદાલુએ મને કહ્યું:

" આવી રીતે ક્યાં સુધી જીવન વિતાવીશું ? પતિ-પત્નીના સંબંધથી ક્યારે બંધાઈ શું ? "

મેં કહ્યું: " વખત આવશે ત્યારે. "

તેણે પુછ્યું: " એવો વખત ક્યારે આવશે ? "

મ્હેં કહ્યું. " એ કાંઈ કહી શકાય નહિ.

જરદાલુ સાથેના સહવાસમાં જેમ હું પવિત્રતાને ચૂકી ગયો નહતો તેમ મ્હારામિત્ર જીવનને પણ હું ચુકી ગયો નહતો. મ્હારે જણાવવું જોઇએ કે એવો એક પણ દિવસ વિત્યાની મને ખબર નથી કે જે દિવસે જીવનને કેદ મુકત કરવાના વિચારોએ મારા મગજને ન ઘેર્યું હોય ! ઘણી વખત હું જીવનનું સુકુમાર શરીર કેદખાનાના કઠિન કષ્ટોમાં શુષ્ક થતું કલ્પતો ત્યારે મારી આંખોમાંથી આંસુ ટપકતા ને તે જોઇને મારી જરદાલુ મને રડવાનું કારણ પૂછતી પરન્તુ હું ત્હેને કહેતો; " કારણ ?....કારણ કહેવામાં સારનથી. "

ને ખરેખર એમજ હતું. જો મારા રડવાનું કારણ હું ત્હેને જણાવું તો ત્હે દુઃખી થાય એમ હતી, એટલે હું કારણ દર્શાવતો નહિ. ને તે પણ કારણ જાણવાની હઠ પકડતી નહિ.

એક દિવસ મને એવો વિચાર આવ્યો કે મિત્રને

જેલના અસહ્ય કષ્ટો ભોગવવા પડતા હોય ને હું આમ આનંદમાં વિચરૂં એ ઠીક કહેવાય નહિ, એમ વર્તવામાં મને મિત્રદ્રોહ જણાયો ને મેં તેજ પળે મક્કમ નિશ્ચય કર્યો કે મારે ગમે તેવી રીતે પણ જીવનને જેલમાંથી બહાર આણવો અગર તેમ ન બની શકે તો આપઘાત કરવો. મારો આ નિસ્ચય મારા મનમાં રહ્યો નહિ ને મેં જંરદાલુને જણાવ્યું કે હું આવા નિશ્ચયપર ગયો છું.

અને વાંચનાર! મારો એ નિશ્ચય જાણતાંજ ત્હે કંપીને ચમકી,

" આ શું બોલો છો ? " ત્હેણે મને પૂછયું.

" જે સંભળાય છે તે ! " મેં કહ્યું,

" હજીયે ત્હેના તરફ ત્હમને તિરસ્કાર નથી ? ત્હેણે આશ્ચર્ય ભર્યા ચ્હેરે પ્રશ્ન કર્યો.

" શું બોલી ? " મેં કહ્યું: શું હું ત્હેના તરફ તિરસ્કાર બતાવું ?....શા માટે ? શું હું અધમ છું ?....'મૈત્રિ' ના આદર્શથી અજ્ઞાન છું ?....જો વ્હાલી ! હું તો ત્હેને અંત પૂર્વક ચાહું છું....ને એટલે સુધી કે મારૂં આખું હૃદય મેં તેને આપ્યું છે ને તેને ટુકડા કરી નાંખે તોએ હું ત્હને અટકાવવાની ધૃષ્ટતા હું કરી શકું નહિ. "

ત્હે બોલી: " ત્હમે માણસ નહિ પણ........"

" હા, હું ઢોર છું !....ગધેડો છું !....ગમે તે છું, પરન્તુ........"

ત્હે વચમાં પડી;

“ નહિ, નહિ, વ્હાલા ! હું એમ નથી કહેવા માગતી, હું તો એમ કહવા માગું છું કે ત્હમે માણસનહિ પણ દેવ છો. ”

“ દેવ ? ” મેં કહ્યું: નહિ હું દેવ નથી; પણ એક સાધારણ પંક્તિનો કાળા માથાનો માનવી છું. ”

“ જે માણસે એકથી અનેક વખત જાન લેવાંની તૈયારી કરી હોય તે માણસ તરફ છેવટ સુધી વફાદારી રાખવી એ માણસાઇની બહાર છે. દેવ હૃદય જેટલી ઉદ્દારતા હોયતોજ જીવનને જેલ મુક્ત કરવો અગર તેમ ન બની શકે તો આપઘાત કરેવો એવો નિશ્ચય થઇ શકે. ને તેથી જ હું કહું છું કે તમે માણસ નહિ પણ દેવ છો દેવત્વથી ભરેલા છો, ” તેણે કહ્યું:

“ તે ગમેતેમ: “ મેં જણાવ્યું ” તારી મરજીમાં આવે તેવો તું મને માની શકે છે, ”

“ હા, ખરૂં;.... પણે હું કહું છું તે શું ખોટું છે ? તમારામાં દેવત્વ નથી ? ” તેણે કહ્યું,

તે હું કહી શકું નહિ, મેં જણાવ્યું,

“ વારૂ...” તે બોલી: “ ત્યારે તમે તમારા મિત્રને જેલ મુકત કરી શકશો ? તેણે પૂછયું;

“ ઇશ્વરેચ્છા હશેતો જરૂર. ” મેં જણાવ્યું.

" હું ઈચ્છું છું કે તમે નિશ્ચયને ફતેહમંદ રીતે પારપાડો, " તે બોલી " પણ તમને ખોટું ન લાગે તો એક વાત કહૂં " તેણે કહ્યું.

" કહે. " મેં કહ્યું;

" તેણે કહ્યું. " તમે તમારા મિત્રને છુટોતો કરી શકશો, પરંતુ તેમ કરવા જતાં તમે એક ભયંકર શત્રુ ઉભો કરો છો ?—આનંદ તરૂના મુળમાં કૂહાડાનો ઘા કરો છો ! હાથે કરીને પગ ઉપર પ્રહાર કરવા જેવું કરો છો ! એ બધો ખ્યાલ કર્યો છે ને ? "

" એવો ખ્યાલ કરવાનો મ્હને અવકાશ નથી, હું તો જીવનને જેલમાંથી છુટો કરવા મારી સઘળી શક્તિનો વ્યય કરીશ ને જો મારા એ પ્રયાસમાં મને ફતેહ મળશે તો મારા આનંદની પરવા નથી, સુખની પરવા નથી, આગળ વધીને કહુ તો જીવનનીયે પરવા નથી. મારો મિત્ર જીવન જેલમાંથી બહાર આવે ને કારાગારના કઠિન કષ્ટો ભોગવવામાંથી ઉગરે એટલે મ્હને સ્વર્ગ મળ્યું. જાણે ગંગા ન્હાયો ! મેં જણાવ્યું:

ત્હે બોલી: " ત્હમારા હૃદયની પરીક્ષા........"

મારી વ્હાલી જરદાલુ પુરૂં બોલી શકી નહિ. તેના ખભાપર પાછળથી કોઇએ હાથ મૂકયા ને જરદાલુને આડી

પડી હાથમાં ઉપાડી મારા રૂમની બહાર નિકળી ગયેલા એક માણસને હું જોઈ રહ્યો.

મારી હિંમત ઓસરી ગઇ ને મેં તેને જરદાલુને ઉપાડી જતો અટકાવ્યો નહિ જ્યારે જરદાલુને ઉપાડીને તે મારા રૂમની બહાર નિકળ્યો ને હું જોઉં છું તો જરદાલુને એક માણસ બળાત્કારે મોટરમાં બેસાડી રહ્યો હતો.

મારા મગજમાં ને હૃદયમાં ઝનુનના જુવાળ આવ્યા ને હું કુદ્યો. એક છલંગ મારીને હુ મોટરની પાસે જઈ પહોચ્યો પણ ત્યાં તો ડ્રાઇવરે મોટરને મારી મૂકી.

મારી આંખો ફાટી ગઈ. જરદાલુને ઉપાડી જનાર માણસો કોણ હશે એ માટે વિચાર કરવાની મને એ વખતે ક્યાં ફુરસદ હતી. જે ઠેકાણે મારૂં મકાન હતું તે ઘણીજ નજીકમાં ટેકસીનું સ્ટેન્ડ હતું ને એક મિનિટમાં હું તે સ્ટેન્ડ પાસે પહોંચી ગયો ને એક ટેકસીમાં જઇને બેસી ગયો ને ડ્રાઈવર કાંઈ પણ બોલે ત્યાર પહેલાં મેં તેને કહ્યું:

"જો પેલી મોટર જાય છે તેની પાછળ મારી મૂક."

આગળ બદમાસની મોટર અને પાછળ મારી મોટર દોડવા લાગી, રસ્તે ચાલનારાઓ પૈકી કોઇને એવો વ્હેમ ન આવ્યો કે આગળની મોટરમાં કોઈની માશુક જાય છે ને

પાછળની મોટર ત્હેની પછવાડે પડી છે. કારણ કે અમારા જેવી કેટલીયે મોટરો એમ આડી અવળી દોડાદોડ કરી રહી હતી.

મારી ટેકસીનો ડ્રાઈવર પણ સારા ભાગ્યે સારો નીવડયો.

"જોજે દુર નિકળી જાય નહિ હો!"

એમ કહેવાની પણ મને જરૂર પડી નહિ. કારણ કે હું જોઈ શકયો હતો કે ડ્રાઈવરનું સઘળું લક્ષ્ય એ વખતે આગળની મોટર તરફ ચોંટેલું હતું ને તેની પાછળ પોતાની મોટર મારી મૂકવાનું હતું.

સીધો રસ્તો વટાવી ત્હે મોટર આડે માર્ગે વળીને મારી મોટર પણ તે માર્ગે ત્હેની પાછળ પડી. તે બદમાસોને મારી મોટર પાછળ પડી છે એવી ખબર પડી નહિ તેઓએ થોડેક ગયા પછી મોટરને થોભાવી, મારી મોટર પણ છેક નજીક જઇને થોભી. ને એકદમ હું મોટરમાંથી નીચે ઉતર્યો ને જરદાલુના શરીરને ઉંચડનારની ઓચી પકડવા ધસ્યો.

જરદાલુના બેશુદ્ધ શરીરને એક માણસ મોટરમાં ઉભો રહીને ઉંચકતો હતો ને બીજો માણસ નીચે મોટરની પાસે ઉભો હતો જરદાલુને ઉપાડીને તેઓ પાસેના મોટા મકાનમાં ઘુસવાના છે એમ મેં તુરતજ કલ્પી લીધું.

અને વાંચનાર ! મારામાં એ વખતે એવી પ્રબળ શકિત આવી કે તે બન્નેને મુષ્ટિ પ્રહારે મેં જમીનપર પાડી દીધા ને જરદાલુને મારી ટેકસીમાં લઈ લીધી.

એ બદમાશો કોણ છે એ તો મારે જાણવુંજ જોઇએ અને તેથી મેં જરદાલુને કહ્યું.

" તું આ ટેકસીમાં બેસીને આપણે ઘેર જા. "

" ને ત્હમે ? " તેણે કંપતાં કંપતાં કહ્યું.

" હું આ બદમાસોને ઓળખવા માગું છું " મેં કહ્યું,

પહેલાં તો જરદાલુએ મને ત્યાં રોકાવા ના પાડી પરન્તુ મેં ઘણો આગ્રહ બતાવ્યો ત્યારે તે વધારે બોલી શકી નહિ. મેં મારા ટેકસીના ડ્રાઈવરને દશની નોટ ભાડા પેટે આપીને તેણે મોટા ઉપકાર સાથે સ્વીકારતાં જરદાલુને ખુશીથી ઠેકાણે પહોંચાડી આવશે તેમ ત્હેણે મને ખબર આપી.

અને ટેકસીના ગયા પછી હું બદમાસોની મોટર પાસે ગયો. મોટરમાં એવું કશું જણાયું નહિ કે જે બદમાસોની ઓળખ આપે. "

ને પછી હું, મારી મુંઢીઓ ખાઇખાઇને લોથપોથ પડેલા એ બન્ને બદમાસો પાસે ગયો.

બન્ને જણ ધીમે ધીમે શ્વાસ લેતા હતા. મેં એક

જણના ગજવામાં હાથ ઘાલ્યો ને તેમાંથી મને કશું મળી આવ્યું નહિ.

ને બીજો પા કલાક સુધી એ બન્ને જણાને જોઇ રહ્યો પરંતુ તેમને કળવળી નહિ. મેં જાણ્યું કે તેણે મારા હાથનો પુષ્કળ માર ખાધેલો હોઇ કળવળવાને હજી બીજો પા કલાક વિતવો જોઇશે.

હું લગભગ પા કલાક ગયો....ને તે બે જણમાંથી એક જણ ઉઠયો ને મારા તરફ ઘુરકયો.

મેં કહ્યું: " હજી લાજ નથી વળી ? "

પણ તે મારા તરફ પુર જોસમાં ધસ્યો ને દાંત કચકચાવ્યા હું તો તૈયારજ ઉભો હતો. જેવી તેણે આવીને મને બાથ ભરીને મને જમીન પર પછાડી નાખવા માટે તેણે તેની સઘળી શક્તિઓ ખર્ચવા માંડી ત્યારે મેં એકજ આંચકો તેને માર્યો ને એટલાથી તો તે દુર જઇને પડયો.

અને પાછો તે ઉભો થઇ મારા તરફ વળ્યો મેં કહ્યું:

" બદમાસ ! પડે છે ને પાછો લડવા તૈયાર થાય છે?"

" તે મારી મરજીની વાત છે. " તેણે કહ્યું:

મને તો લાગ્યુ કે તે દિવાનો છે. દિવાનો નહિતો

દારૂના ઘેનમાં છે. તેની બોલવાની ઢબને અશક્તિએ મને ખાત્રી આપી કે તેણે ખુબાખુબ દારૂ ઢીંચેલો છે; તે તેથીજ તેણે મારી મુષ્ટિઓએ અડધો કલાક કળવળવા આપી નહિ હોય એમ મને સ્હમજાયું.

તેને દારૂના ઘેનમાં જાણીને મારા તરફ ધસતા આવતા તેના પગમાં મેં એક લાત મારી. મારા પગમાં એડીવાળા બુટ હતા ને તેને સખ્ત રીતે લાગી કે તે બિચારો "વોય" કરતો પૃથ્વી પર પડી ગયો.

ને ત્યાંતો બીજો માણસ ઉભો થયો ને બોલ્યો: "કોણ ?"

"મે કહ્યું: "ન ઓળખ્યો મને ?"

ત્હે ઉભો થઇને મારા મોં સામું જોઈને બોલ્યો:

"તું જ્યોતિ કે ?"

મેં કહ્યું: "હા....ને ત્હમે ?"

પણ તેણે ત્હેનો પરિચય આપ્યો નહિ ને ઝટપટ મોટરમાં બેસી ગયો ને મોટરને મારી મૂકી.

પેલો દારૂડીયો બિચારો ખરાબ હાલતમાં પડયો હતો તેની મને દયા આવી, મેં તેને ઢબુ માર્યું ને તેણે આંખ ઉઘાડી મેં કહ્યુ: "તારો સંગાથી ગયો!"

"હેં ગયો એ ?"

એમ ક્હેતો તે ઉભો થઈ ગયો ને મોટરને ન જોતાં ગભરાવા લાગ્યોઃ

"ગભરાઓ નહિ. મેં કહ્યું "હું ત્હમને તમારે ઘેર પહોંચાડીશ."

"ત્હમે કોણ ત્હમે ?" ત્હે મારા સામું જોઈ રહ્યો.

"હા મેં કહ્યુંઃ

ત્હમે તો અમારા શત્રુ છો!....તમારો વિશ્વાસ હું કેમ કરૂં ?" તેણે કહ્યુંઃ

"આપણી શત્રુતાનું કારણુ મે' કહ્યુંઃ

"જરદાલુ." તે બોલ્યો.

"હું ! મારા કપાલમાં કરચલી ચોપડી.

"હા." તેણે કહ્યુંઃ

"તમારૂં નામ ? મેં પૂછયુંઃ

"તમે તમારા માર્ગે જાઓ." તેણે કહ્યુંઃ મારૂ નામ જાણુવાની તમને શું જરૂર છે ?"

"જરૂર છે !" ભારપૂર્વક મેં જણાવ્યુંઃ "ને તે તમારે જણાવવુંજ પડશે."

અને તે કાંઈક ડર્યો તો ખરો પરન્તુ તેણે નામ જણાવ્યું નહિ.

મેં કહ્યું: નામ ન જણાવો તો કાંઈ નહિ; પરંતુ તમારો પરિચય–ઘણો થોડો પરિચય પણ મને આપવો પડશે. નહિતર હું પોલીસને..........”

તે ધ્રુજયોને મારા બોલવાની વચ્ચમાં જ બોલી ઉઠયો,

“ હું જીવનનો માણુસ છું ? ”

“ જીવન કોણ ? ” મે આશ્ચર્યથી પૂછયું,

“ તમારો દોસ્ત. તેણે કહ્યું.

“ આ તું શું સાચું કહે છે ? “ મેં પુછયું.

“ હા. હું અને પેલો હમણાં ન્હાસી ગયો તે–બન્ને જીવનનાં માણુસો છીએ અને તેમના તરફથી એક કામ કરવામાં રોકાયણ છીએ.”

તેણે કહ્યું.

“ કયું કામ ? મેં પુછયું.

“ ન જોયું ?....” તેણે કહ્યું, તમારી પ્રેમપાત્ર જરદાલુને તમારે ત્યાંથી ઉપાડી જવાની છે ને એ કામ અમને બન્નેને જીવને રોકેલા છે. ”

“ વા....રૂ; જીવન કયાં છે ? ” મેં પૂછયું;

“ કેમ વળી ? તેને ઘેર ! બીજે કયાં ? ” તેણે કહ્યું.

ને વાંચનાર! તારા આશ્ચર્યનો તો પારજ રહ્યો નહિ. " જીવન તો જેલમાં સડે છે ને ? " મેં તેને પૂછ્યુ.

" શું ભલામાણુસ ! " તે્હે બોલ્યો: " અમે સાથે રહી એ છીએ જમી એ છીએ એને તમે કેમ કેહો છો કે તે જેલમાં સડે છે ?

" મને તેની પાસે લઇ જશો ? " મેં પૂછ્યું.

" શા માટે ? તેણે કહ્યું;

" મારે તેને મળવાનું છે. " મેં કહ્યું.

થોડીક પળ વિચાર કર્યાં પછી તે બોલ્યો:

" સારૂ....ચા....લો, રારી પાછળ પાછળ ! "

એમ કહીને તે આગળ ચાલવા લાગ્યો ને હું તેની પાછળ ચાલવા લાગ્યો. રસ્તામાં હું અનેક પ્રકારના તરંગોમાં લથડીયા ખાતો હતો. મારી આગળ ચાલનારા તે ભાઈને તેની ખબર હતી નહિ.

તે એક મોટા મકાન પાસે આવીને થંભ્યો ને બોલ્યો:

" આ મકાનમાં આવવું પડશે.

" આવીશ. " મેં કહ્યું:

અને તે મકાનના મુખ્ય દ્વારમાં પ્રવેશ્યો હું પણ

ન્હેની પાછળજ હતો. એક દાદર ન્હડી અમે બીજે મજલે ગયા. મ્હને વિસ્મરણ નહોતું કે હું ભયંકર સાહસ ખેડી રહ્યો હતો.

તે ખરેજ મ્હેં એક રૂમમાં મ્હારા મિત્ર જીવનને જોયો. મ્હેં ધારી લીધું કે જેમ જરદાલુની સાથે જેલમાંથી હું ન્હાસી છુટયો હતો તેમ તે પણ જેલમાંથી ન્હાસી છુટયો હશે.

ત્હેના શરીરમાં કાંઇપણ ફરક પડેલો મ્હે જોયો નહિ મ્હને જોતાંજ તે ચમકયો ને બોલ્યો.

"કોણ દોસ્ત જ્યોતિ !"

મેં કહ્યું: "જીવન ! ભાઇ શા માટે મંત્રિની વાડીને કરમાવવા જેવું કરી રહ્યો છે ! જરદાલુના જેવી દુનિયામાં ઘણી કુમારિકાઓ છે, તું ધારશે તો એકાદને પરણેતર બનાવી શકશે ને હુંતો એટલે સુધી કહું છુ કે જરદાલુ પોતે સૈન્દર્ય છે તો પણ ત્હેના જેવી અન્ય કુમારિકાઓ જગત્માં હશેજ, ને તું ખોળશે તો એવી એક નહિ પણ અનેક મળી આવશે કે જરદાલુ જેવીજ સુન્દરી હશે. ને જો તું ન શોધી શકે તો મ્હને કહે, હું તેવી એકાધ શોધી આપીશ ને ત્હેની સાથે તું પરણજે. પરંતુ જરદાલુ પરના મોહમાં તું આપણી મિત્રતાના વૃક્ષની મૂળમાં અંગાર એરવ નહિ, જોકે મ્હારા દેહમાં આત્મા હશે ત્યાં સુધી હું ત્હને તિરસ્કારી શકવાનો નથી તેમનથીજ. ચાહ્યતો મ્હારા

રાઇરાઈ જેટલા ટુકડા કરી નાખ....પરંતુ એમ કરવામાં જે પાપ છે તે પાપનો કાંઈક ખ્યાલ કરને મનને, આશયને, ને મગજને વિશુદ્ધ બનાવ....હું તને કેટલા પ્યારથી ચાહું છું તેનો તને ખ્યાલ તો હશેજ. તો પછી મ્હને દુઃખ લાગે એવું કરતાં પહેલાં તું વિચાર કર હું તને સ્હમજણ આપવા આવ્યો છું, હું જાણું છું–મ્હને ખ્યાલ છે કે હું તારા મકાનમાં છું ને તું ધારશે તો મ્હને કાપી નાખી શકશે, પરન્તુ હું તને અગાઉ કહી ચુકયો છું તેમ મિત્રના હાથે મરતાં મને અહોભાગ્ય માનીશ....પણ મ્હને ખાત્રી છે કે તુ હૃદય અને વિચારને વિશુદ્ધ કરી નાખીશ ને એક આદર્શ આદમી બની આપણી મિત્રતાની વાડીને નવપલ્લાવિત બનાવીશ કે જે જોઈ ને આખું જગત છક થઇ જશે.

મ્હારૂં લંબાણ વિવેચન સાભળીને તે બોલ્યો,

" દોસ્ત! જરદાલુ તે જરદાલુજ છે. તેના જેવી સુન્દરી આખા જગત્ ભરમાં નથી એમ મારૂં મન મને વારેવારે કહે છે. માટે જરદાલુ સાથેજ પરણીશને તેમાં હું નિષ્ફળ નિવડીશ તો કુવારી જીંદગી વિતાવીશ....પણ દોસ્ત! સ્મરણમાં રાખજે કે વ્હેલો મોડા પણ હું જરદાલુને મ્હારી પત્ની બનાવીશજ. "

" એ બની શકશે એમ તું માને છે ? " મ્હેં પૂછ્યું

" મારૂંને જરદાલુનું જીવન જીવતું રહેશે તો જરૂર

એમ બનશે, ને એકાદ પણ જો મર્ત્ય લોકનો ત્યાગ કરી જશે તો પછી લાચાર !"

મ્હેં કહ્યું: " જરદાલુ ઉપરનો મોહ તું નહિ છોડી શકે ? "

" કોઇ કાળે નહિ. " તેણે કહ્યુ:

" પણ એ મોહમાં તારી ખુવારી થશે, " મ્હેં કહ્યું:

" કાંઈ પરવા નહિ. " તેણે જણાવ્યું

" અહો દોસ્ત આટલો ઉન્માદ શા માટે સેવે છે ? " મેં કહ્યું.

" મ્હારી સાથે વધારે વાતચીત કરવામાં તને શું મળશે ? " તેણે કઠોર એવાજે પૂછયું.

" કાંઇ નહિ'' મ્હેં કહ્યુ

" ત્યારે ગરબડ કર નહિ ને........"

એટલું બોલીને તેણે સીટી વગાડીને જે માણુસ મ્હને જીવનની પાસ મૂકી ગયો હતો તેજ માણસ દોડી આવ્યો ને જીવને તેના તરફ આગળી રાખીને મને ઉદ્દેશીને અધુરૂ વાકય પુરૂ કર્યું. "....ને આની સાથે જા "

એટલું બોલીને તેણે તે માણુસને કહ્યું.

" આ મ્હારા દોસ્ત જ્યોતિને બાજુના રૂમમાં કેદ કરો ! "

આ સાંભળતાં હું અબોજ બની ગયો, જો કે મ્હને ખબર તો હતીજ કે તેને ત્યાં જવાના પરિણામમાં મ્હારે

તેના કેદી થવું પડશેજ પરંતુ કાંઇક એ આશા હતી કે મ્હારા સમજણના શબ્દો સાંભળીને શયતાન ભર્યા ખ્યાલનો પરિત્યાગ કરશે, પરંતુ મ્હારા શબ્દો વ્યર્થ ગયાને મ્હને કેદ કરવાનો મ્હારા મિત્રે હુકમ કાઢયો.

ને તુરત તે માણસ મ્હને બાજુના રૂમમાં ખેંચી ગયો જ્યાં મ્હને પુરીને બહારથી તાળું મારી દેવામાં આવ્યું.

દુનિયા ! ભોળી દુનિયા !....ઘણીજ ભોળી દુનિયા કોણ કહે છે એ ? જેઓએ ભોળપણના ચશ્મા પહેર્યાં છે તે શયતાનના સપાટામાં સપડાયા નથી તેઓજ મળી બાકીના સઘળાના મ્હોંમાંથી નિકળશે કે દુનિયા દગાના રંગથી રંગચલી છે; ને એ રંગમાં વિશ્વાસઘાત, વિષય લંપટતા, અત્યાચાર, આદિ વિવિધ છાંટણાઓનો ચમકાર છે.........ને હું પણ એમજ કહું છું કે દુનિયા દગાથી ભરપુર છે.

ઓરડાના અંતભાગમાં જમીનપર એક જાજમ પાથરેલી હતી, સિવાય કાંઇપણ હતું નહિ હું નિઃશ્વાસ નાખીને એ જાજમ પર બેઠો.

મ્હને બીજા કરતાં મ્હારા મિત્રની અધમતા નિહારતાં વધારે લાગી આવ્યું ને એ વખતે મ્હારા મિત્રને સન્મતિ મળે એવી મ્હેં પરમદયાળુ પરમાત્માને નમ્ર પ્રાર્થના કરી.

પ્રાર્થનાની પૂર્ણાહુતિની બજપળે બહાર સાંકળ ખખડી કોઇપણ માણસ અંદર આવનાર છે એમ મેં કલ્પ્યું....અને હું ઉભો થયો.

હાથમાં એક ન્હાનકડા કાગળીયા સાથે મ્હરો મિત્ર અંદર આવ્યોને મ્હારી પાસે ઉભો રહીને બોલ્યો

" આ કાગળ ઉપર હું લખાવું તેમ લખ. "

" શું ? " મ્હેં કહ્યું,

તુરતજ તેણે કોટમાંથી ફાઉન્ટન પેન કાઢીને મ્હને આપી ને કહ્યું,

" લખ "

મ્હેં કાગળ અને પેન હાથમાં લીધાં ને જે લખવું હોય તે બોલો એમ મ્હારી મુખ મુદ્રા ઉપરથી મ્હેં તેને જણાવ્યું.

અને તે બોલ્યો:

" આ ચિઠ્ઠી પ્રમાણે લખો, અક્ષરે અક્ષર. "

એમ કહીને તેણે કોટના ગજવામાં એક ચિઠ્ઠી કાઢીને મારા હાથમાં મૂકી મેં તે ચિઠ્ઠી વાંચી વાંચનાર ! તેમાં નીચે પ્રમાણે લખેલું હતું

" વ્હાલી જરદાલુ ! "

" આ ચિઠ્ઠી લાવનાર માણસની સાથે મોટરમાં આવજે હું જ્યાં છું ત્યાં તારી હાજરીની જરૂર છે. "

લી૦ તારોજ તારો જ્યોતિ.

મ્હારા મિત્રે આપેલી ચિઠ્ઠી વાંચીને હું બોલ્યો.

એટલે ? શું તમે જરદાલુને પણ અહિં બોલાવીને ફસાવવા માગો છો ? "

" મ્હેં લખ્યુ છે એ પ્રમાણે તું લખી આપે છે કે નહિ એજ મ્હારો પ્રશ્ન છે, હાકેના....બોલ શું ઉત્તર?"

" એ મુજબ લખીને હું મ્હારી પ્રેમપાત્રને ફસાવી-શ નહિ."

મ્હેં કહ્યું:

" તો તારે આ ઓરડામાં ભુખ્યા તરસ્યા રહેવું પડશે " તેણે કહ્યું.

" બહુ સારૂં " મહેં કહ્યું.

તુરતજ માહારો મિત્ર બહાર ચાલ્યો ગયો ને ઓરડો બંધ કરી બહાર તાળું મારી દીધું ને બહારથી બોલ્યો.

"તારૂં જીવન આ ઓરડામાજ પડશે!"

" જીવવાની મને મમતા નથી....કાલે મૃત્યુ આવતું હોય તો આજે આવે " મ્હેં અંદરથી કહ્યુ.

તેણે મહારા એ શબ્દો સાંભળ્યા હશે કે નહિ તેની મને ખબર નથી. હું તો ઓરડામાં એકલોજ રહ્યો.

જગત કડવું છે કે મીઠું? વાંચનાર! જગતનો મૂળ એક પ્રાકૃતિક રંગ તેં નિરખ્યો યા કલ્પ્યો છે!

એક દિવસ ગયો બીજો દિવસ ગયો પણ મારા ઓ-રડામાં કોઈ આવ્યું નહિ. હું ભુખે મરી જઈશ એમ મને લાગ્યું રીબાઇ રીબાઇને મરવા કરતાં જીભ કરડીને મરી જવાનુ મને ઉત્તમ લાગ્યું ને........ને....વાંચનાર મહારી જીભ, દાંત વચ્ચે મેં દબાવી પણ ખરી; પરંતુ જરદાહુની મૂર્તિ મહારી

આંખ આગળ ઝાંખી સ્વરૂપે તરવરી ને તેણે મને આત્મહત્યા કરતાં અટકાવ્યો.

ત્રીજે દિવસે મારો મિત્ર જીવન મ્હારા ઓરડામાં આવ્યો....પણ આ વખતે તે એકલો ન હતો તેની સાથે એક રૂષ્ટ પુષ્ટ બીજો માણસ હતો. ને એ માણસના હાથમાં એક તલવાર ને એક ચાંદીની પેટી એ બે વસ્તુઓ હતી.

અંદર પ્રવેશ કરતાંની સાથેજ જીવન બોલ્યો,

" દોસ્ત! ચાલ, પરમાત્માને સ્મરી લે,....ને હં ? ચલાવ તલવાર "

અડધું વાક્ય મને ઉદ્દેશીને તે અડધું વાક્ય તેની સાથેના આદમીને ઉદ્દેશીને તેણે ઉચાર્યું. ને તુરતજ જીવનનો શયતાન સાથી તલવાર લઈને ધુરકયોને....

ને.... ઓ! વાંચનાર!........કતલ!.... કતલ! મ્હારી કતલ કરવામાં આવી—એક ચમચતી તલવારની ધાર મહારી ગરદન ઉપર ફરી વળી! હુ જમીન ઉપર પડયો....ત્યાં સુધીમાં હું શુદ્ધિમાં હતો. પડયા પછી પાંચ મિનિટે મહારા દેહની નાડીયો ધડોધડ તુટી, ને મહારાથી મહા પ્રયત્ને બોલાયું "જ....લ....દા....લુ."

× × × × × ×

વધારે વાંચવું છે ?....વાંચો! ઉક્તકથામાં સ્ત્રીપાત્ર છે તેજ હું. મહારૂં નામ જરદાલુ છે. વાંચનાર! મારી કથા કયાંથી કહું ?....હા; યાદ આવ્યું....ચાલો, વાંચો........પણ

મુંઝાળજો રડતા નહિ !....ને રડયા વિના રહેશો ? તો વમારાં હૃદય પત્થરનાજ તો !

મહારા પ્રિયતમનું નામ જ્યોતિ. તેમને એક મિત્ર જીવન, જીવનના સ્વભાવ કે કાર્યનું બ્યાન હું નહિ આપું મને તેટલી ફુરસદ નથી !... એ જીવન મને ચાહતો હતો; મને ઘણીવાર પ્યાર કરવા પ્રાથના કરતો હતો ! પરંતુ જે દિલ એકને દેવાયુ હતું તે દિલ હું બીજાને આપવા જેટલો માનસિક વ્યભિચાર કરવા હું તૈયાર થઇને મેં તેને ધુતકારી કાઢયો હતો....એક વખત નહિ પણ અનેક વખત ધુતકારી કાઢયો હતો, પરંતુ જ્યારે તેણે મહારા બાતિ ખાવિંદની ઉપર જુલ્માટ ગુજારવા માંડયો ત્યારેજ મેં જાણ્યું કે તે....શયતાન છે. ઘણીયે વખત અમને બન્નેને તેણે પજવ્યા. પણ કુદરત અમારી વ્હારે રહેલી એટલે તેનાથી અમારો વાળ પણ વાંકો થઇ શકયો નહિ એક દિવસ હું અને મારા ભવીષ્યના પતિ જ્યોતિ અમારા રૂમમાં બેઠા હતા ત્યાં એક માણસ ઘુસી આવ્યોને મને ઉપાડીને મોટરમાં નાખીને તેણે મોટર દોડાવી મૂકી.

મોટર એક મકાન પાસે થોભીને મહારો જ્યોતિ મોટર લઇને પાછળવાડે આવી પહોંચ્યોને મને ઉપાડી લાવનાર બે બદમાશો સાથે બાથાબાથી લડીને મને છોડાવીને મને મોટરમાં મોકલી ઘેર મોકલાવી દઇ પોતે એ બદમાસોનો પરિચય લેવા રોકાયા

હું તો મોટરમાં બેસીને ઘેર આવી. અને મહારા જ્યોતિની રાત જોઈ રહી.

....અને શું કહું? ત્રણ દિવસ સુધી મહારા જ્યોતિ આવ્યા નહિને મહારી સ્થીતિ એ વખતે કેવી થઇ પડી તેનો ખ્યાલ ઓ! વાંચક વિરાઓ! હું શી રીતે તે તમને આપી શકું?

રોઈ રોઇને મેં આંખોને સુઝાડી દીધી હતી. છાતી કૂટીને તેના ચુરેચુરા મેં કરી નાખ્યા હતા.

ત્રીજે દિવસે એક માણસ મારે ત્યાં આવ્યો ને મારા હાથમાં એક ચીઠ્ઠી મૂકી.

એ ચીઠ્ઠી મરા જ્યોતિની હતી ને ચીઠ્ઠી લાવનારની સાથે આવજે એમ ચીઠ્ઠીમાં લખેલું હતું.

" હું તો હર્ષભેર તૈયાર થઈ ગઇ. ને મોટરમાં બેઠી એટલે ચિઠી લાવનાર માણસે મોટર દોડાવીને એક મકાન પાસે લાવી થોભાવી.

તે માણસે મને કહ્યું: "ચાલો આ મકાનમાં."

હું તો એકદમ તે મકાનમાં પેઠી. મારા અન્તરમાં આનંદનો લબ્ધિ ઉછળી રહ્યો હતો કે ત્રણ ત્રણ દિવસે પતિદેવનાં દર્શન આજે કરવાના છે.

હા! મારા વાંચક બંધુ! અફસોસ! મારા પ્રિયતમના દર્શન થવાને બદલે મારા ઉપરનો અત્યાચાર શુભ-

રનાર જીવનનાં દર્શન થયાં. હું ચમકી પણ તત્કાળ કાંઈ પણ ચુંચા મેં કરી નહિ.

મને જોઇને જીવન બોલ્યો.

" જરદાલુ ! તબીયત તો મજામાં છે ને ? "

મેં આસપાસ જોયું તો બે માણસો હતા તે અદૃશ્ય થઇ ગયેલા મેં જોયા ને બીજીજ પળે જે ખંડમાં હું ઉભી હતી તે ખંડનું દ્વાર બંધ થયું.

પણ મેં કાંઈ પણ વિચાર કર્યા વાના મારી તબીયત ઠીક છે એમ ઝટપટ જણાવી દીધું અને જીવનના મોંપરના ભાવો હું વાંચવા લાગી.

તે બોલ્યોઃ

" જરદાલુ ! આજ કેટલા વખતથી હું તારા હાથની—તારા પ્યારની માગણી કરતો આવ્યો છું!....ને તું મને નાઉમેદ કરતી આવી છે!....પણ આજે આપણા ઉભય વચ્ચે પ્યાર થાય યા તો તારૂં મૃત્યુ થાય ! "

" તે કેવી રીતે ? " મેં પૂછ્યું.

" જો તું મારી વિનતી સ્વીકારીશ નહિ તો હું તારા ઉપર બલાત્કાર ગુજારીશ ને જો બલાત્કારને વશ થઇ તું મારા તરફ પ્યાર કરીશ તો પ્યાર થશેને આત્મહત્યા કરીશ તો તારૂં મૃત્યુ થશે, કેમ ?...હવે સમજણ પડી કે?"

" હા. મેં કહ્યું.

અહિ તે મારા તરફ પગલાં ભરવા લાગ્યો ને મેં તેને અટકાવતાં કહ્યું.

"બદદાનતથી એક પણ પગલું મારા તરફ ભરશો નહિ."

પણ તેણે ગણકાર્યું નહિ ને તે છેક નજીકમાં આવીને ઉભો....પણ મારી વિક્રાળ બનેલી મુદ્રાને જોઈ તે ડર્યો કે ગમે તેમ પરન્તુ તે મારા અંગને અડકવાની હિમ્મત કરી શકયો નહિ.

મારા ચક્ષુમાંથી ખરતા ક્રોધના તનખાને ઝીલતો તે બોલ્યો.

"વ્હાલી જરદાલુ ! તું શા માટે મને ચાહતી નથી? શા માટે મારા તરફ પ્યાર કરતી નથી ? શું જ્યોતિમાં મારા કરતાં કાંઈ વધુ જણાય છે તને ? "

" હા, મે' કહ્યું. " જ્યોતિમાં જેવી શિષ્ટતા હું જોઉં છું ને તેથીજ હું તેને મારા ખાવિંદ બનાવવા તઈયાર થઈ છું. "

" એવી શિષ્ટતા શી છે, મને કહીશ ? " તેણે કહ્યું:

" તે તને સમજાય એમ નથી. મેં કહ્યું.

" ને મને તે સ્હમજવાની માથાકુટ કરવા જેટલો અવકાશ નથી. " તે બોલ્યો: ". હું તો તને પૂછું છું કે મારા તરફ પ્યાર કરીશ કે નહિ? જ્યોતિ તરફ વળેલું તારા પ્યારનું ઝરણું મારા તરફ વાળી શકે નહિ ? જો,

મારી સંપત્તિનો ખ્યાલ કર? આ કરોડો રૂપિઆની મિલ્કત તારી થશે. "

" એવી કરોડો રૂપિયાની મિલ્કત તો શું પરન્તુ કરોડો સામ્રાજ્યો મારી પવિત્રતાના મૂલ્ય પાસે નિર્માલ્ય છે. " મેં કહ્યું.

" જો માનશે તો ઠીક છે, નહિતર...."

" નહીતર ? "

" બલાત્કાર કરીશ. " તેણે કહ્યું.

" બસને !....ને બીજી તારામાં શક્તિએ શું છે ? તારા બલાત્કારથી ડરીને હું તને ચાહી શકીશ નહી, સમજ્યો ? તું તો મારા જોડા ઉઠાવવાને પણ નાલાયક છે એમ હું કહું છું. "

મેં આવેશમાં તેને ઘણું અપમાન આપી દીધું છે એમ મને લાગ્યું તો ખરૂં પરંતુ તે માટે મને કશોય પશ્ચાત્તાપ થયો નહિ.

મારા શબ્દો સાંભળીને સિંહની પેઠે ઘુરકીને તે બોલ્યો.

" ઠીક છે ! તારા અભિમાનને અને તારા શિયળને હું હમણાંજ ચોળી નાખું છું ! "

એમ કહીને મારા તરફ પુર જોરમાં ધસ્યો. હું પાછળ હઠી ગઇ. પરંતુ ન્હાસવાની જગ્યા ક્યાં હતી કે હું ન્હાસી જઉં ? આખા ખંડમાં મેં દોડાદોડ કરીને આખરે તેણે મારૂં કાંડું પકડ્યુંને કહ્યું:

" બોલ, મારા તાબે થાય છે કે નાહ ? "

" મારો હાથ છોડો....છોડી દ્યો....બસો. " મેં આ-ક્રંદ કરતાં કહ્યું.

" વ્હાલી !...."

" અરે ! ચૂપ કર ! મને વ્હાલી કહેતાં પહેલાં તારી જીભ કેમ કપાઇ નથી જતી ? તારા મોંમા ફ્રાચર કેમ નથી વાગતી ? '

અને હવે તે અત્યંત ઉશ્કેરાયો ને મારા હાથ છોડી ખંડમાંના એક ખુણા તરફ ગયો મેં ધાર્યું કે રીવૉલ્વર કે તલવાર વડે મને તે મારી નાખશે....ને એ ભયથી હું કમ્પી રહી.

...પણ !...ત્રાહી ! ત્રાહી !...એ જીવન તલ્વાર કે રીવૉલ્વર લઇને નહિ પરંતુ એક પેટી લઈને મારી પાસે આવ્યો તે મહીંથી એક માથું કાઢીને મને બતાવ્યું ને તે બોલ્યો:

" જો....જો અભિમાનની પુતળી ! તારા ભાવિ ખાવિં-દના આ લોહી ટપકતા મસ્તકને ! "

અનેક લાગણીઓના સંયુક્ત બળે મને બેભાન કરી નાખી ને હું પૃથ્વીપર પડી ગઈ.

થોડીવારે હું જાગી...વાંચનાર ! એ મસ્તક કોનું હતું? કાંઈ કલ્પના કરી શકો છો?

એ મસ્તક મારા દીલોજાન જ્યોતિનું હતું ને તેમાંથી

ટપકતા લોહીના બિન્દુઓપરથી હું કળી શકી કે તેમનું હમણાંજ ખૂન કરવામાં આવ્યું હશે; ને તેમનું ધડ આજ મકાનમાં હશે !

મને જાગ્રત પામેલી જોઇને તે બોલ્યો:

" બોલ, હવે તારો પ્રેમપાત્ર આ દુનિયામાં છે ?"

એ શયતાનને હું શું જવાબ આપું ?...મારૂં મગજ ચક્કર ખાતું હતું ને હઈયું રડી રહ્યું હતું.

હું ઉછળીને એ શયતતાનના હાથમાથી મારા પ્યારા જ્યોતિનું લોહી ભીનું શિર મારા હાથમાં લઇ લેતાં હું બોલી:

" શયતાનના હાથ મારા પવિત્ર પતિના પવિત્ર મસ્તકને હવે અડકવા નહિ દઉં !"

...ને તે કાંઇ બોલ્યો નહિ. હું શું કરૂં છું તે તરફ તેની દૃષ્ટિ હતી. મેં પ્રિયતમના શિરને હૃદય સાથે ચાંપ્યું ને તેના હોઠને મેં ચૂમ્પા.

વળી હું મુર્છાવશ પૃથ્વીપર પડી ગઇ. ત્યાર પછી શું બન્યું તેની મને ખબર નથી.

હું જ્યારે જાગી ત્યારે જેલની એક કાળી કોટમાં હતી.

ને વાંચનાર! એ કોટડીમાં મને શા માટે પુરવામાં આવી હતી તે હું કહું છું.

મારી મુર્છાનો લાભ લઇ જીવન બહાર દોડી ગયો ને એક પોલીસને લઇને મારી પાસે આવ્યો કે જે વખતે

મારા પતિના ઓષ્ટોને ચુમતાં આવેલી મુર્છાની નિદ્રામાં હું ઘોરતી હતી.

લોહી ટપકતા મસ્તકને છાતી સાથે ચાંપવાથી મારા કપડા લોહીના ડાઘથી ખરડાયા હતા. ને મારી પાસ એક તલ્વાર પડેલી હતી ને તે લોહી ભીની હતી. ને....એ તલ્વારની પાસેજ મારા જ્યોતિનું ધડ અને સિર પડેલા હતા. આ બધું જોઇને જીવનના કહેવાપર આધાર રાખીને પોલીસ દાદાએ મને ખુની માની લીધીને કોર્ટમાં ઉભી કરી.

પણ હુ એ વખતે મુર્છાવશ હતી એટલે મને કાંઇ પૂછવામાં આવ્યું નહિ. વળી પોલીસના કહેવાપર આધાર રાખીને કોર્ટે મને કેદની કોટડીમાં પુરવાનું ફરમાવ્યું હતું. તે પોલીસે કોર્ટને શુ કહ્યું હતું ?........તેણે આ પ્રમાણે કહ્યું હતું:

" નામદાર ! હું પહેરાપર હતો ત્યાં એક શ્રીમંત ગૃહસ્થ મારી પાસે દોડતો આવ્યો ને મને કહ્યું કે ' એક સ્ત્રીએ પુરૂષનું ખુન કર્યું છે !....ચાલો !' હું તુરતજ તેમની સાથે ગયો....ત્યાં શબના ધડને શિર પડેલા ને તેની પાસે લોહી ભીની તલ્વાર પડેલી મેં જોઇ. એ તલ્વારવડે ખુન થયુ હોવું જોઇએ...ને આ સ્ત્રી–આરોપી સ્રી જેમ અત્યારે મુર્છાવશ છે તેમ તે વખતે પણ મુર્છા વશજ હતી. હું ધારૂં છું કે આવું ક્રુર કૃત્ય કર્યા પછી તેના હૃદયમાં પ્રચંડ

આઘાત લાગ્યો હશે ને તેથીજ તેને મુછા પ્રાપ્ત થઇ હશે...
જુઓ તેની છાતીપરના પાલવને!....તે લોહીથી ખરડાયું છે
તેમજ હાથ પણ તેના લોહીના ડાઘાવાળા છે. મેં એ બધું
જોયું ને આરોપી સ્રીને કોર્ટમાં હાજર કરી છે. મારો
ચોક્કસ ખાત્રી પૂર્વક અભિપ્રાય છે કે ખુન કરનાર આ
સ્રીજ છે. ”

જજે પોલીસની જુબાનીપર આધાર રાખ્યો....ને કરે
પણ શું?....હું તો તે વખતે શબવત્ હતી એટલે તે મને
પૂછી શકે એમ ક્યાં હતું? જજે મને કોર્ટમાં રાખવાનો
હુકમ ફરમાવ્યો એ પ્રમાણે હું કોટડીને સ્વાધીન થઇ.

કેદની કોટડીમાં કેવી રીતે પહોંચી તેનો એ ઇતિહાસ
....હવે આગળ વધો!....હું તર્કતરંગોમાં ઝુલતી હતી ત્યાં
એક પોલીસ દાદા આવ્યા ને બોલ્યો:

“ ચલો કોર્ટમેં ! ”

ને હું પોલીસની સાથે ન્યાયાધીશ સમક્ષ હાજર થઇ.

ન્યાયાધીશ તરફથી ‘ ખુન મેં કર્યું છે કે નહિ ? ’
એમ પૂછવામાં આવ્યું.

તેના પ્રતિ ઉત્તરમાં મેં નિચે પ્રમાણે કહ્યું.

“ સાહેબ ! સત્ય કહું !....વિશ્વાસ આવશે?....મર-
નાર મ્હારા ભાવિ પતિ છે. મારૂં દીલ મેં તેમને સોંપ્યું
છે. ને તેમણે તેમનું દીલ મને સોંપ્યું હતું એમ કહેવામાં
લેશ પણ અતિશયોક્તિ માનશો નહિ....ને એક પ્રેમ પાત્ર

આત્માનું ખુન મેં કર્યું હોય એમ કોઇ માની શકે એમ છે ?....એમ માનનારે બુદ્ધિને ગીરવી મુકી હોય એમ જ કલ્પાય....ત્યારે તેમનું ખુન કોણે કર્યું ?....એ બાબતમાં હું જે જાણુતી હોઉં તે મારે જણાવવું જોઈએ....ને તે પ્રમાણે હું કહીશ....એમનું ખુન કરનાર તેમનો મિત્રજ છે કે જેણે અગાઉ મારૂં ખુન કર્યાનું તહોમત મરનારના ઉપર મુકી તેમને કેદની સજા અપાવી હતી....કોર્ટ તેમને ઓળખતી હશે !....ને એક વખત તેણે મારા પતિનું ખુન કરવા માટે ગોળી છોડી હતી. ને તેમાં તેને કેદ મળી હતી, પણ કેદની મુદ્દત પુરી થયા વિના તે જેલમાંથી બહાર કેવી રીતે આવ્યો એજ આશ્ચર્ય છે. જેલના ચોકીદારોની ઉંઘે તેને રસ્તો કરી આપ્યો હશે એમ હું તો કલ્પું છું....એ જેલમાંથી ન્હાસી જનાર કોણ ?....એજ મારા પ્રિયતમનો ખુની છે.... તેનું નામ જીવન. કેદીની રેકર્ડમાં તેનું નામ હશે. જે જોવાથી માલુમ પડશે....વાત એમ બની કે તેણે મારા પ્રેમિકને તેના મકાનમાં ફસાવ્યા ને મને મારા પ્રેમિકના નામની ચિઠી લખી મનેયે તેના મકાને બોલાવી....હું તેને ત્યાં ગઈ ને તે મારા ઉપર બલાત્કાર ગુજારવાને તઈયાર થયો.... પણ મારા અંગ ઉપર હુમલો કરે તે પહેલાં તેને એક વિચાર આવ્યોને એક પેટીમાંથી મસ્તક કાઢીને મને બતાવ્યું....અરે ! તે મસ્તક મારા પ્રિય પતિનું હતું....કહો એ જોઇને હું સ્વસ્થ રહી શકું ?....હું તુરતજ મુર્છા વશ થઈ.

પછી થોડી વારે જાગીને મેં તેના હાથમાંથી મારા પ્રિયનું મસ્તક છીનવી લીધું ને છાતી સરખું ચાંપ્યુ ને હોઠો ચુમતાં મને મુર્છા આવી ગઈ; એ તકનો લાભ લઈને પોતે કરેલું ખુન બીજા ઉપર ઢોળવાનું તેણે કાવત્રું રચ્યું ને મને જાણીને ઘણી દીલગીરી થાય છે એક બદમાશના કથનપર આધાર રાખી મારા ઉપર મારા પ્રિયના ખુનનો આરોપ મુકાયોને આરોપી સ્ત્રી તરીકે મારે કોર્ટના પાંજરામાં દાખલ થવું પડયું.

સાહેબ! આ પ્રમાણે ભેદની કથા છે...હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છે કે તેમાં એક અક્ષર પણ અસત્ય નથી. મારા પતિનું ખુન કરનાર એ બદમાસને સખતમાં સખ્ત સજા થવી જોઈએ....અને તે ફાંસી........બસ! અહિં મારી જુબાની હું બંધ કરૂં છું."

નામદાર કોર્ટે મારી જુબાનીપર વિશ્વાસ રાખ્યો ને તુરતજ જીવનને પકડી લાવવા પોલીસ દોડાવવામાં આવ્યા.

થોડીવારે પોલીસો જીવનને પકડી લાવ્યા ને જીવનને પીંજરામાં પુરીને ન્યાયાધીસે થોડાક પ્રશ્નો પૂછયા.

પણ જીવને એક પણ પ્રશ્નનો ઉત્તર આપ્યો નહિ.

નામદાર કોર્ટે તેને આરોપી ઠરાવ્યો ને ફાંસીની સજા ફરમાવી.

તારીખ અઢારમી એપ્રિલ!...એ દિવસે મધ્યાહને

બરાબર બાર વાગે જીવનને ફાંસી આપવાની હતી....એ દિવસે મારા પ્રિયતમનું ખુન કરનાર પાપિષ્ઠનું શબ ફાંશીના માંચડે લટકે એ જોવા માટે હું તલપાપડ થઇ રહી.

સમય સમયનું કામ કર્યા કરેજ છે ને ?....અઢારમી એપ્રિલનો દિવસ આવ્યો. મધ્યાહ્ન થયો ને ખુનીને ફાંસીના માંચડા પાસે લાવવામાં આવ્યો.

એ વખતે લોકોની મોટી મેદની જામી હતી. ને તેમાં મારી હાજરી હતી.

નિયમ છે કે ફાંસી આપતી વખતે તેને છેલ્લી ઇચ્છા માટે પૂછવામાં આવે છે ને તે નિયમાનુસાર જીવનને પૂછવામાં આવ્યું. જીવને જણાવ્યું:

" મારી અંતિમ ઈચ્છા એક છે ને તે એ કે જરદાલુની પવિત્ર મૂર્તિનું દર્શન ! "

હું તો ત્યાંજ ઉભી હતી. તુરતજ ટોળાને વીંધતી હું ખુનીની પાસે ગઈ અને બોલી:

" હું જરદાલુ...મરતી વખતે મારા દર્શન કરવા ઇચ્છે છે ? "

તેની આંખોમાંથી શ્રાવણને ભાદરવો વરસતા ને એક વખતે મારા ચરણમાં પડી ગયો. મારા પગ તેની આંસું ધારાથી ભીંજાઇ ગયા. મેં તેને બેઠો કર્યો ને કહ્યું:

" જે બનવાનું હોય તે બન્યે જાય છે ! "

" મારી પવિત્ર બ્હેન !........" તેણે અંતરના ઉમળકાથી મને બ્હેનનું સંબોધન આપ્યું ને પછી કહ્યું:

" મેં તમારા જીવનને ધુળધાણી કરી નાંખ્યું છે !.... અત્યારે મને સત્ય સમજાયુ ! પણ હવે તારા માટે એ બહુ મોડું હોઈ હું મારા કરેલા કૃત્યની શિક્ષા પાત્રમાં ફાંસીના માંચડે ચ્હડું છું. બ્હેન ! મેં તને બહુ દુઃખ આપ્યું છે, તારા ઉપર વર્ણનાતીત જુલમાટ પર આવ્યો છે. મરવાની અણીપર આવેલો હું; એ સઘળા માટે દીન વદને માફ માગું છું. મને આશિર્વાદ આપ્યા ને ત્યાં બાર વાગ્યા ને તની સાથેજ એ ખુનીને ફાંસીએ ચ્હડાવવામાં આવ્યો,

મરતી વખતે તેના ચક્ષુએ મારા તરફ નમન કર્યું હતું ને તે મેં જોયું હતું. મેદનીમાં ઉપસ્થિત થયલા સઘળા માણસો ખુનીના શબની દરકાર કર્યા વિના વિખરાઈ ગયા.

ને પોલીસને શું !....ભંગી પાસે શબને ઉપડાવીને ગામ બહાર ફેંકી દેવરાવે ને ત્યાં શબને ગીધ સમડા ફાડી ખાય !....છેક છેલ્લી ઘડીએ પણ તેણે મને આપેલા બ્હેનના સંબોધને આકર્ષ્યો. ને તેના શબને અગ્નિદાહ મારે કરવો જ જોઇએ એમ મને લાગ્યું.

ને મેં તેના શબનું અગ્નિદાહ કર્યું.

ત્યાર પછી મારી શું સ્થિતિ હતી, વાંચનાર !........

મારા પ્રિય પતિના અભાવે મને આખી જીંદગી ખારી હતી. ને સંસારની ચારે બાજુઓ મને કરડવા ધાતી હોય એમ લાગતું હતું.

ઘણી વખત આત્મહત્યા કરવાની, નિરંતરતા ત્રાસમાંથી છુટી જવાની મને ઇચ્છા થઇ આવતી; પણ એમ કરતાં હું અટકી જતી. શા કારણથી અટકી જતી તેની મનેયે ખબર નથી.

મારો આઘાત કેટલો કઠિન–વજ્ર જેવો હતો ?

....ને દિવસે દિવસે હું ક્ષીણ થતી જતી ચાલી....ને મને ક્ષયની બિમારી લાગુ પડી. કેટલા પુરૂષો મારે ત્યાં આવતાને મારી માવજત કરવાનું કામ પોતાને સોંપવા કહેતા પણ મને જીવવાની ઇચ્છા નહિ હોવાથી હું તેમને માવજત કરવા આપતી નહિ.

એક દિવસ એક એવો યુવક આવ્યો કે તેણે મને પોતાને ત્યાં લઇ જવાની ને ત્યાં સારી માવજત કરવાની કહીને સાથે એ પણ તેણે જણાવી દીધું કે હું સાજી થઉં કે મારે તેની સાથે લગ્ન કરવું."

કેટલું ભયંકર ! મેં તેને તિરસ્કારી કહાડયો ને તે દિવસથી તેમારૂં આંગણું ભૂલી ગયો.

વાંચનાર!....આ કહેતી વખતે મારી સ્થિતિ કેવી છે ? કાંઈ કલ્પી શકશો ? હું તન્દુરસ્નીમાં માંદગીમાં ?

....ચાલો, હૂંજ કહું....આ કહેતી વખતે હું પથારીમાં પડી છું. મારા હૃદયમાં ક્ષયના રોગે ઘર ઘાલ્યું છે ને પળે પળે આવતી ખાંસીના જોરે મારી નાડીઓ ને નસો તુટતી જાય છે. કપાલમાં કરચલીયો પડી છે ને શરીરમાં લોહીનું એક ટીપું પણ રહેવા પામ્યું નથી. હાડકાના માળા ને તે છતાંય મારી માગણી કરનાર પડયા છે ને? એક વખત હું સુન્દર હતી;—ને ઘણીજ સુંદર હતી; પરન્તુ અત્યારે હું એક વૃદ્ધાસ્ત્રી જેવી લાગું છું. મારા શરીરમા લોહી સુકાઇ ગયું, ડાકણ જેવી તો નહિ પરંતુ કરૂપા જેવી તો હું બની ગઇ છું.

પણ મારી માગણી કરનારા એવી આશાથી માગણી કરનાર હશે કે હું માંદગીમાંથી ઉઠીશ ને પૌષ્ઠિક ખોરાક ખવાથી મુળ હાલતમાં આવી જઇશ,

તેમને કોણ સમજાવે કે મારી પ્રિય ગયા ને તેની સાથેજ મારૂં સૌન્દર્ય ચાલ્યું ગયું છે ને તે કદાપિ આવવાનું નથી.

ને....ને શું હું માંદગીમાંથી ઉઠીશ ?...મ્હારા હૃદયમાં જે વજાઘાત થયો છે તેનું વર્ણન જોકે હું આપી શક્તી નથી; તો પણ હું એટલું તો કહું છું કે આ મારી મૃત્યુ માંદગી છે, ને તેમાંથી હું ઉઠવાની નથી.

હૃદયમાં થતાં દર્દ ને કોણ જાણી શકે ?

કોઈ દર્દ કિસીકા ક્યા જાને ?
દુનિયા મતલબ અપના જાને;
યા જિસકે સરપર બીતી હૈ,
યા વો જાને મૈલા જાને.

મારા હૃદયમાં દર્દ છે ને વાંચનાર ! તારા હૃદયમાં કોઇ પ્રકારનું દુઃખ નથી કે શું ?....નહિ ! દુનિયામાં એક પણ માણસ એવો નહિ હોય કે જેના જીવનમાં કાંઈ નહિ ને કાંઇ દુઃખનો અનુભવ ન હોય !

વાંચનાર !....દુનિયા દુઃખથી ભરપુર છે એ ખુલ્લી વાતને છૂપાવવામાં કાંઈ હિત નથી. 'સઘળું ઠીક છે અને સૌ સારૂંજ થશે' એવા આશાવાદથી દુઃખીને ઘડીભરનો દિલાસો મળે છે એની ના નથી, પણ એ કાંઇ સત્ય નથી એ માત્ર 'કલા' છે. તીવ્ર વેદનાથી પીડાતા દરદીને ઘેનમાં નાખવાની દવા છે. શસ્ત્રક્રિયા વખતે દરદીને ઘેનમાં નાખવાની જરૂર અવશ્ય છે; ને ઘેનની દવા નકામી છે એમ તો હું કહી શકતી નથી; પણ થોડા સમયમાટે જરૂરીયાત ધરાવતી ચીજને સત્ય ઠોકી બેસાડવા હું તૈયાર નથી, દુનિયા ખરેખર દુઃખથી ભરપુર છે........ને એ દુઃખથી ઘેરાયલી હું અત્યારે મૃત્યુની શય્યા જેવી માંદગીની પથારીમાં પડી છું.

મારૂં શું થશે ?

વાંચનાર !....એ પ્રશ્ન ઉપર તારે વિચાર કરવાનો નથી. મારૂ જે થશે તે થશે....ને થવાનું યે શું હતું ? રીબાઇ રીબાઇને મૃત્યુ....ને મારા જેવી એકાદ દુઃખિયારી મૃત્યુ પામીને સંસારનો ત્યાગ કરી જશે તેથી સંસારમાંથી ઓછું થઈ જવાનું હતું ?....તો પછી વાંચનાર ! મારા મૃત્યુ ઉપર તારે આંસુ પાડવાની કંઇજ જરૂર નથી !

ને વીધિની ગતિનો પાર કોઇ પામ્યું છે ભલા !

ધીમે ધીમે મારા દેહમાં લોહી ભરાવા માંડયું ને ક્ષયની બિમારી હઠતાં હું સાજી થઇ ગઈ.

જો કે રોગની દવા મેં કરાવી નહિ હતી. મારે જીવવુંજ નહિ હતું એટલે દવા શું ને કંઈ શું !....પરન્તુ કુદરતે મારો ક્ષય રોગ મટાડી દીધોને હું મૃત્યુની માંદગી-માંથી એ વખતે તો ઉઠી.

જો કે મારામાં પુષ્કળ અશક્તિ હતી તથાપિ ખાંસી શમી જતાં એ અશક્તિ મને જણાતી નહિ ને ને છતાં કાંઈ હું બહાર ફરવા કે તમાસા જોવાની પ્રવૃત્તિ સેવતી ન હતી.

પરમાત્માએ મ્હને શા સારૂ માંદગીમાંથી ઉઠાડી ?

એ પ્રશ્ન મ્હને દરરોજ થવા લાગ્યો ને અંતઃકરણ કહેતું:

" તેમની ઇચ્છા. "

ને " જેવી માલેકની મરજી " એમ માની હું જે થયું તે જોઇ લીધું ને હવે જે થાય તે જોવાના વિચાર પર આવી.

મારો પ્રેમ જ્યોતિના ચરણુમાં અર્પણ થઇ ગયો હતો....ને તેથી ઘણી વખત પ્રેમના અભાવે જીવન ટકાવવાનું મને ગમતું નહિ. પરન્તુ કોણ જાણે કયા સબળ કારણે હું આત્મહત્યા કરી શકતી નહિ.

વાંચક! મને બેવફા કહેશો ?....સંભાળજો !....તેમ કહેતાં પહેલાં પુષ્કળ વિચાર કરજો ! શું હું બેવફા ?.... ચુપ !....હું વફાદાર સ્ત્રી છું ને વફાદરપણું રાખતાં હું મરીશ....પ્રેમીનાં મૃત્યુ પછી જીવન ટકાવી રાખું છું તેથી કાંઈ હું બેવફા બની જતી નથી !....ને હું જીવન કેવીરીતે ટકાવી રહી છું તે મારૂં મન જાણે છે; બીજાઓ તે શું સમજે ?

દિવસો જતાં મારામાં શક્તિનો સંચાર થયો. ને....હું મુળ હાલતમાં આવી ગઇ છું એમ મને લાગ્યું.

શારિરિક વ્યથાથી હું મુકત થઈ પરન્તુ માનસિક વ્યથાથી મુકત હું બની શકું એમ નહતી ?

....ને માનસિક વ્યથાથી હું લેવાતી જતી હતી. પરન્તુ તેથી મારી સુન્દરતા ઝંખવાતી નહિ.

હું શું બોલી ?....વાંચક ! મને માફ કરશો....હું

ભુલી !....હું માનસિક વ્યથા ભોગવનારીની સુન્દરતા અંખવાતી નહિ !... ખરેખરજ ભુલી ! મનસિક વ્યથાએ મારી ઝળહળતીને દેવદુર્લભ સુન્દરતાને સદાને માટે નસાડી મૂકી હતી એમ મારે કહેવું પડશે. જે થોડી ઘણી સુન્દરતા મારામાં હતી તેથી પણ હું બહુ રૂપાળી નહિતો ખરાબતો નજ લાગતી.

....ને ધીમે ધીમે મારી માનસિક વ્યથા પણ દુરથઈ.... કાળપસાર થતાં સઘળું ભુલી જવાય છે ને?

પ્રિયતમાના મૃત્યુ પળે તેનો પ્રિયપતિ શિર પટકે છે, જીવવું ઝેર જેવું ગણી આત્મહત્યા કરવા રસીને શોધે છે પ્રિયપતિના છેલ્લા શ્વાસે તેની પ્રેમાળ પ્રિયતમા કેશ ચુંટે છે, છાતી કૂટે છે, શિર પછાડે છે ને તેના વિના નહિ જીવવું એવા વિચારપર આવે છે એકનો એક રળતો સદ્‌ગુણ વન્તો પનોતો પુત્ર ગુજરી જતાં ત્હેના વૃદ્ધ માતા પિતા રોકકળ કરી મૂકે છે ને વૈરાગ્યની ભાવતા જન્માવે છે; પરન્તુ એ બધું સમય જતાં ભુલી જવાય છે ! કુદરતનો એ નિયમજ છે.

....ને મારેયે એવું થયું. હું જ્યોતિ વિના આત્મહત્યા કરવા તૈયાર થઈ જતી; ને સમય જતાં તેમની તદ્દનજ સ્મૃતિ ચાલી ગઈ. હું માનસિક વ્યથાથી મુક્ત થઈને મરી દેહ કળી ખીલવા લાગી. .

હું ભરયુવાનીમાં હતી. મારા અંગેઅંગમાં અનંગ રંગ ચમકતો હતો. મારી યુવાની મારે કોને ચરણે મૂકવી ?

મારી યુવાનીના ખીલેલા બાગમાં વિહરવાનો અધિકારી તો મૃત્યુ પામી સ્વર્ગમા વિરાજી ગયો હતો....ને મારે યુવાનીના મદને દાબી દીધા સિવાય મારા માટે બીજો રસ્તોજ નથી એમ મેં જોયું

દારૂ કે પાણીનો ગ્લાસ આપતાં પુરૂષની આંગલીઓના સ્પર્શની બ્હીકે હું મારી પોષક નૃતિકાની આજ્ઞાને ઠોકરે મારતી, તે હું—અંગુલિ સ્પર્શમાં પાપ જોનારી હું, મારી યુવાની કોઇને સોંપવા જેટલી વ્યભિચારિણી હું બનીશકું ? મારાથી એ વ્યભિચાર બનીજ કેમ શકે ?

ને વાચનાર ! તમે જાણીને ખુશી થશો કે હું અદ્યાપિ પર્યંત વ્યભિચારના પાપથી મુક્ત રહવાના પુણ્ય સદ્‌ભાગ્યે પ્રાપ્ત કરી શકી છું.

અને મને દેવી કહેશો ?....કહો !....મ્હારા આશિર્વાદ છે !....પવિત્રતાને જાળવવા મારે ભારે કિંમત ભરવી પડી છે. પવિત્ર શિયળને સાચવતાં મારે અવર્ણનીય સંકષ્ટોને ભોગવવા પડયા છે.

મારા એ સંકષ્ટોની કથા હું કહું ?....વાંચવાનો વિચાર છે ?....રાજી છો ?........ચાલો ! માનસિક વ્યથા ટળી જતાં

મારૂં શરીર સૌન્દર્ય ખિલ્યું ને તેના ભોગી મધુકરો મારે ત્યાં ઉભરાવા લાગ્યા:

એક જણ મારે ત્યાં આવ્યો ને બોલ્યો:

"જરદાલુ! શા માટે યુવાનીની મઝા ગુમાવે છે? મારી સાથે લગ્ન કર. જો હું રૂપાળો છું,....ને તું પણ.... આપણી જોડી કેવી જામશે તેનો ખ્યાલ કર!....હું તો કહું છું કે દેવો પણ આપણ દંપતીને સત્કારવા તૈયાર થશે તે તને ખબર છે, હું પાંચ પાંચ મીલોનો માલિક છું. લક્ષ્મીની મારે ત્યાં લ્હેર છે. ગાડી ઘોડા ને મોટરોમાં સ્હેલ કરવાનું તને પસંદ નથી? ને તારો વાળ પણ વાંકો ન થાય તેની ખાસ કાળજી રાખીશ; બોલ પછી તારો શું વિચાર થાય છે?"

મેં તેને કહ્યું:

"ભલાભાઈ! આટલી અધમતાએ શા માટે જાઓ છો!....પાંચ પાંચ મીલોના માલીક તમને મારે શું કહેવું સિવાય કે ધિઃક્કાર!"

તેણે કહ્યું: "મને ધિક્કારે છે?....ખબર કે હું કોણ છું?"

"હું જાણું છું કે તમે...." મેં કહ્યું.—"તમે સુન્દ-રીઓના શીલને લુંટનારા ભયંકર શયતાન છો."

તે એકદમ ગર્જ્યો: "શું બોલી?"

....ને તેનો એક હાથ મારા ખભે પડયો ને બીજા હાથે મને જોરથી તેણે તમાચો માર્યો....હું ખુરશીપરથી પડી ગઈ ને મને થોડું વાગ્યું પણ ખરૂં...જાણે કોઇ સામ્રાજ્ય છળ કરીને ફુલાંતો હોય તેમ તે મુછ મરડીને બોલ્યો: "એક અબળા થઇને આટલું અભિમાન રાખે છે? પણ યાદ રાખજે કે તારૂં એ અભિમાન...." અહિં તેણે પગ જમીન પર પછાડયો. "મારા પગ તળે કચરીશ."

મેં કહ્યું "મારૂં અભિમાન જો વ્યાજબી હશે તો તમારા જેવા એક નહિ પણ એકસો યુવાનો મારૂ અભિમાન તોડતાં પહેલાં......વધારે તો શું!....કુદરતોના હાથોની થપ્પડો ખાશો....ને મને ખાત્રી છે કે મારૂં એ અભિમાન વ્યાજબીજ છે."

"ઠીક છે..." તે બોલ્યો: "જોઉં છું કે તારૂં અભિમાન કયાં સુધી ટકે છે" એમ કહી પગ પછાડતો તે ચાલ્યો ગયો.

હું જમીન પરથી ઉઠીને ખુરશીમાં ગોઠવાઈ. મને વિચાર આવ્યો:

"આ શહેરમાંથી ચાલી જાઉં તો?"

પણ બીજીજ પળે વિચાર આવ્યો:

"...પણ શા માટે આ શહેરને છોડવું?" એ પાંચ મીલોનો માલીક શું કરી નાખવાનો હતો? શું તેને ઘેર

રાજ્ય છે કે મને ફાંસી આપશે કે મારૂં અભિમાન તોડી શકશે ?"

ને મેં શહેરમાંથી નાસી જવાનો વિચાર માંડી વાળ્યો.

પેલા પાંચ મીલોના માલીકનો કિસ્સો જે દિવસે બન્યો તે દિવસથી બરાબર સાતમે દિવસે એક યુવક ધબ ધબ કરતો મારા દિવાનખાનામાં ચાલ્યો આવ્યો ને બુમ મારી !

" જરદાલુ છે કે ? "

એ વખતે હું દિવાનખાનામાંજ હતી પરન્તુ એક કબાટની પાછળ શાક સમારતી હતી અને તેથી તે આગંતુક મને જોઇ શકયો ન હતો.

મારૂં નામ સાંભળીને હું શાક સમારવાનું ચપ્પુ સાથે કબાટ પાછળથી પ્રકાશમાં આવીને, " હું શું છે ? " એમ બોલું ત્યાર પહેલાં તો તે ' વોય મા ! ' કરતો નાઠો. મેં જાણ્યું કે મારા હાથમાંના ચળકતા ચપ્પુનો એ પ્રતાપ હતો.

વાંચનાર એ બલા ગઇ એ વખતે સવારના અગિયાર વાગ્યા હતા ને મેં રસોઈ કરી બાર વાગતાં મેં ખાધું.

ખાઇને પાન બનાવતી હું દિવાનખાનામાં બેઠી હતી ત્યાં એક મુસલમાન યુવક આવ્યો.

આ યુવકની છટા.અનેરી હતી. માથા ઉપરની કુમતા

વાળી ટોપી બાબરી દેખાય એમ પાછળના ભાગમાં સ્હેજ નમેલી તેણે ઓઢેલી હતી. ગલામાં કચકડાનો કડક કોલર પહેર્યો હતો ને તેથી ભાઈસાહેબની ડોક જાણે કે સજ્જડ થઈ ગઈ હોય એમ લાગતું....રેશમી નેકટાઈ ને તેમાં સોનાની પીન મારેલી હતી. કોટ પાટલુનમાં સજ્જ થયેલા એ બીરાદર હાથમાં સ્ટીક રાખવાનું ચુકયા ન હતા, મોજા ને તેની ઉપર ચળકતો બુટ પહેરીને મારી પાસે તે આવ્યો હતો....ખરેખર! કોઈ ફાંકડો દેખાવ તેણે કરેલો હતો મને તો તેને જોતાં વેંતજ હસવું આવ્યું....શા માટે? એક અબળાને આકર્ષવા માટે પુરૂષને કેટલી ટાપટીપની હદેજવું પડે છે એ જાણતાંજ હું હસી હતી.

પણ મારા એ હસવાથી તો તે ભાઇએ માનીજ લીધું કે હું તેના ઉપર ફીદા થઈ ગઇ!

ને તે એકદમ મારા હાથને અડકયો ને બોલ્યો "મ્હારી આશા!"

ને વાંચનાર તેની આશા ફળી! તેના ગાલ ઉપર એક હથોડો પડયો....તે મારી મુક્કી હતી.

મુક્કી ખાઇને તે ભાઈ બોલ્યા ચાલ્યા વીના ગાલ પંપાળતા ચાલ્યાજ ગયા ને ત્યાર પછી અત્યાર સુધીમાં ફરી મ્હોં બતાવવાની તેણે હિમ્મત બતાવી નથી.

આ પ્રમાણે વિષય લોલુપ ત્રિપુટીને હું જીતી શકી ને મારો ચમત્કાર હું બતાવી શકી.

મુછ્છી ખાનાર ભાઈના ગયાને બીજેજ દિવસે એક યુરોપિયન મારે ત્યાં આવ્યો.

દેખાવમાં તે ભવ્ય હતો, હું અંગ્રેજી નથી જાણતી એવી તેને ખબર હશે એમ મેં માન્યું કારણ કે તેણે સ્વભાષા મુકીને ભાંગી તુટી હિંદી ભાષામાં બોલવા માંડયું.

"બાનુ! હમ ટમોને બહુ વખતથી ચાહશ હું હમ આજ કાલ વિલાયટ જાનેવાલા હૂં. તમ સાથ આનેકી કૃપા કરોગે?"

મેં કહ્યું: "મેરેકું ઇધર બ્હોત ખુબ મઝા હય!

તે ખડખડાટ હસી પડયો: "ઇધર કયા મઝા હય! ઉધર આઓ ને દેખો કે કીતની મઝા ઉધર હય!"

તેની ભાષા સાંભળીને હું હસવું રોકી શકતી નહિ ને વાંચનાર! તમે પણ હસો એટલા માટે તેના મ્હોંમાંથી નીકળેલા શબ્દો જેમના તેમજ વાપરૂં છું.

મેં કહ્યું: "ઇધર જીતની મઝા હય, ઓ મેરેકું બ્હોત હય, જાસ્તી મઝા ઉડાનેકી મેરી મરજી નહિ હય!"

તે બોલ્યો: "લો એ હજારકી નોટો પન મેરી સાથમેં આઓ."

એમ કહીને તેણે પાટલુનના ગજવામાંથી એક હજારની નોટોનું બંડલ કાઢયું ને મારા હાથમાં આપવા તેણે તેનો હાથ લંબાવ્યો.

મેં શું કર્યું !....નોટો લીધી ? વાંચનાર ! એક હજા-રની નોટો તો શું, લાખો સામ્રાજ્ય ચરણમાં મૂકાય તો પણ, હું તેટલી શિયળપ્રિય છું કે હું તેને લાત મારૂં ! ...આતો એક હજાર !....માત્ર એક હજાર !....મેં એક બંડલમાં મુક્કી મારી ને બંડલ નીચે પડી ગયું.

સ્વાભાવિકજ તે જાતિનો પિત્તો તેજ હોય છે ! તે એકદમ ખીજાઇ પડયો ને ગજવામાંથી રીવૉલ્વર કાઢીને મારા સામે તાકી.

હું ધબ્ દઇને જમીન ઉપર પડી ગઈ: મને લાગ્યું કે આજે યુરોપિયન વ્યક્તિના હાથે મારૂં મોત નિપજશે.

એ પળે મારૂં મ્હોત તો નીપજ્યું નહિ પણ સત્યા-નાશની પાટી ઉભી થઈ........તે કેવી રીતે ?

હું પડી ગઈ કે તુરત તેણે રીવૉલ્વર અને નોટોનું બંડલ ગજવામાં મૂકીને મને ઉંચકી, ને બહાર ઉભેલી તેની મોટરમાં નાખીને તેણે મોટર દોડાવી.

હું શું કરૂં ?....મારી શક્તિ તેને પહોંચી વળવા જેટલી હતી ?....લાચારીને તેણે ગણકારી નહિ ને મને તેના મકાનમાં લઇ જવામાં આવી.

ત્યાં લાવ્યા પછી તેણે મને મને કાંઇક સુંઘાડયું ને હું બેભાન દશાને પ્રાપ્ત થઈ.

....ને ચમત્કાર જાગીને જોઉં છું તો હું સ્ટીમ-રમાં હતી.

હું ચોંકી, ને સાથે ધ્રુજી ઉઠીને હું સ્ટીમરના કઠેડે ગઇ. દરયાન પાણી ઉછળતાં હતાં મને થયું કે હું કુદીને દરિયાના ગર્ભમાં છુપાઇ જાઉં....પણ....પ....ણ મારા માથે સંસ્કાર થવાના લખાયા હોય તે કેવી રીતે મટે?

દરિયાના ઉછળતા મોજાને જોતી હું ઉભી હતી. ત્ય પુરૂષનો પડછાયો મારા પર પડયો. એજ માણસ મારી પાસે આવીને ઉભો કે જેને મેં ધુતકાર્યો હતો.–હાથમાંના બંડલને મે મુક્કી મારી હતી ને જેણે રિવોલ્વર તાકી હતી તેજ તે યુરોપિયન હતો.

કાંઇ પણ બોલ્યા વિના તેણે હાથ પકડયો ને એક કેબીનમાં ઘસડી ગયો. યુરોપિયનના હસ્ત સ્પર્શે મને જીભ કરડી ખાવાની ઇચ્છા ઉદભવી હતી પણ અમલમાં મુકી શકાઇ ન હતી.

હું કેબીનમાં પુરાઈ; ને હું કેવા સંજોગોમાં સપડાઇ છું તે વિષે વિચાર કરવા બેઠી....

....વાચનાર ! હું કેવા સખ્ત સંયોગોમાં સપડાઇ હતી? મારા શિયળ ઉપર તલવાર ઝઝુમતી હતી ને?

ને શિયળ બચાવવા હવે મારે શું કરવું? એ એકજ વિચારે મારા મગજને ઘેર્યું.

હું શુન્ય જેવી થઇ ગઇ.

ત્યાં કેબીનનુ બારણું ઉઘડયું બલાત્કાર કરવા તો કોઇ આવ્યું નથી ને? એમ વિચારી હું ઉભી થઈ ગઇ.

હું જોઉં છું તો બલાત્કાર કરવા આવનારે મારી કેબીનમાં પગ મુકયો ન હતો. ત્યારે? વાંચનાર તે એક હિન્દુ સ્ત્રી હતી કે જેણે મારી કેબીનમાં પ્રવેશ કર્યો હતો.

તે હિન્દુ સ્ત્રીને જોતાંજ મારો કંપ કાંઇક કમી થયો: હું તેની પાસે ગઇ ને બોલી:

"તમે કોણ છો?"

મારી આંખમાંથી આંસુ વહ્યા જતા હતા, તે તેણે જોયા ને લૂછતાં લુછતાં તેણે કહ્યું "હું હિન્દુ સ્ત્રી છું."

વાંચનાર! એ સ્ત્રી યુવાન હતી?....નહિ! જો તે યુવાન હોત તો હું એમ માની લેત કે તે પણ મારી પેઠે શયતાનના સપાટામાં સપડાઈ હશે....પણ આ તો પિસતાળીસ વર્ષની સ્ત્રી હતી. જો કે ઉમ્મરના પ્રમાણમાં તેનામાં વૃદ્ધત્વનો સંચાર થયેલો હતો નહિ.

મેં કહ્યું "તમે હિન્દુ સ્ત્રી છો?....સા....રૂ! એકલા છો કે કોઈ સાથે છે? કયા સુધી મુસાફરી કરવાની છે?"

તે બોલી: "જરદાલુ! તું માને છે તેમ હું મુસાફરીએ નીકળી નથી. મ્હારી સાથે તું અને તારો આશક એ જણ છો?"

મ્હેં કહ્યું "એટલે?"

તેણે કહ્યું "ન સ્હમજી!....ભોળી બિચારી!....તારા આશકની હું નોકર છું, ને રસ્તામાં તને અડચણ પડે નહિ એટલા માટે હું તેમની સાથે નિકળી છું....તું અંગ્રેજી

નથી જાણતી એટલે તારી સગવડો હું જાણી શકું ને તારા આશકને જણાવી શકું. એટલા પુરતુંજ મારૂં આગમન છે. કહે તને કાંઈ અગવડ છે?....ખાવું છે?....પાણી જોઇએ હું તે પૂછવા માટે આવી છું"

મેં કહ્યું હું કયાં છું?"

"તે બોલી નથી જોઇ શકતી?" સ્ટીમરમાં!"

મેં પૂછયું મને કયાં લઇ જવામાં આવે છે?"

તે બોલી: "વિલાયત."

"વિલાયત" મેં કહ્યું: "શા માટે?...મ્હારે વિલાયત નથી આવવું!"

તે બોલી: "પણ તને અમે લઇ જઇશુંજ!"

મેં કહ્યું: "વિલાયત લઇ ગયા પછી મને શું કરશો?"

તે બોલી: "મ-ડ-મ."

"ઓ મા! હું કંપી ઉઠી; મારે મડમ નથી બનવું!"

તેણે કહ્યું: "એ તો બનાવનાર બનાવશે. મને કહે તને કાંઈ અડચણ તો નથી આવતીને?"

વાંચનાર! તે કમજાત સ્ત્રીનો કેવો પ્રશ્ન! મને અડચણ માટે પૂછવમાં આવ્યું.

મેં કહ્યું: "ભલીબાઇ! મારી એક વાત માનશો?

તેણે પૂછયું: "શું?"

મેં કહ્યું: "મને ઉંચકીને દરિયામાં નાખી દો!"

તે બોલી: "શા માટે?"

મેં કહ્યું: મારી પવિત્રતા બચે એ માટે!"

તે બોલી: મોટી પવિત્રતાની પુજારણ!....અરે તને આ કેબીનમાંથી એક ડગલું પણ બહાર જવા દેવામાં નહિ આવે; સ્હમજી?"

હું ચુપ થઇ ગઈ ને તે બોલી:

"લે કાંઈ ખાવું પીવું છે કે હું જાઉં?"

"જાઓ." મેં કહ્યું.

તે મારા તરફ એક દૃષ્ટિ ફેંકીને ચાલી ગઈ ને કેબીનનું દ્વાર બંધ કરતી ગઇ. હું એકલી પડી. મેં આત્મગત ઉદ્દગાર કાઢવા માંડયા:

ઓ! પરમાત્મા! મારૂં શું થશે? શું દુઃખ ભોગવવાજ મને પૃથ્વી પર અવતાર આપ્યો છે? જગતનિયંતા! શું તારા રાજ્યમાં શયતાનોજ ફાવે છે? સતિના શિર ઉપર શું સંકષ્ટનીજ વર્ષા! સતિનેજ સતામણી ....ઓ પ્રભુ! તારો ન્યાય વિપરીત થઈ જાય છે!...મારૂં દુઃખ દુર કર!....શયતાનના સપાટામાંથી મને ઉગાર! મારૂં શિયળ જોખમમાં છે! મારી પવિત્રતા ઉપર તલ્વાર લટકી રહી છે! હું કયાં જાઉં?....કોનું શરણુ માગું?....દુનિયામાં મારે માટે કયાંય સ્થાન નથી! ઓ! જગદાધાર મારૂં રક્ષણ કરો!....રક્ષણ કરો!"

આ સમયે પણ મને મારા જ્યોતિનું સ્મરણ આવ્યું નહિ....જે ખરેખર હુ તેમને છેકજ ભૂલી ગઇ હતી,!

શરમ છે !....લ્યાનત છે !....પ્રિય આત્માનું સ્મરણ સુદ્ધાંય ભુલી જવાથી મને લાખોકોટી ધિઃક્કાર છે.... વધારે શું !"

કેટલાક દિવસે હું લંડન પહોંચી. કઇ સ્ટ્રીટ ઉપરના મકાનમાં મને રાખવામાં આવી હતી તેની મને ખબર નથી પણ એ સ્ટ્રીટ ઉપર વાહનો અને માણસોની મોટી ધમાલ તો હતીજ. એ ઉપરથી મને એ માનતા અટકાવું પડયું કે હું ઉંડી ઉંડી ગલીમાંના મકાનમાં પુરાઇ છું કે જ્યાં માણસોનો અવર જવર ન હોય.

મને એક દિવાનખાનામાં રાખવામાં આવી હતી. એ દિવાનખાનું ઘણું સારા ફરનીચરથી શણગારાયલું હતું: પણ મને ગમતું ન હતું.

હું દુઃખભર્યા દિવસો પસાર કરવા લાગી. તે પીસતાળીસ વર્ષની હિન્દુ સ્ત્રી મને બે વખત ખાવાનું આપવા આવતી. ને પાણી તો દિવાનખાનામાં નળદ્વારા મળી રહેતું.

એક દિવસે તે સ્ત્રીએ ભોજનની થાળી આપીને મને પુછયું.

"તારા આશક સાથે પરણવાનો વિચાર થયો છે?"

"ચુપ, રાંડ!" મેં કહ્યું.

તે ખીજાઇ પડી. "ઠી...ક. આજથી તારા માટે ખાવાનુંય બંધ કરાવીશ."

ને ખરેજ તે દિવસથી ખાવાનુંય આવતું બધ થયું. ઉપવાસ ઉપર ઉપવાસ કરતાં મારી આંખો ઉંડી ઉતરી જતી હતી જે હું જોઈ શકતી હતી.

છઠે દિવસે તે સ્રી આવીને મને ખાવાનું આપ્યું. જે મેં ખાધું.

છ છ દિવસ સુધી ખાધા વિના હું કેમ ટકી શકી તેના માટે તે શું! ને આશ્ચર્ય થયું ને મને પુછયું.

"છ છ દિવસ ખાવા ન મળે ને જીવતી રહી એ અજાયબ થવા જેવું છે!"

ને મને આજે પણ આશ્ચર્ય થાય છે કે મારૂં કુમળું શરીર છ છ દિવના ઉપવાસમાં કેમ ટકી શક્યું.

તે પછી દરરોજ મને ખાવાનુ મળ્યે જતું ને હું ખાતી. પણ બહાર જવાની મને છુટ હતી નહિ.

એ દિવાનખાનામાં બારીઓ હતી ને તેમાંથી રસ્તા ઉપર દોડતા વાહનો ને ચાલતા માણસો જોઈ શકાતાં.

સ્ટીમરના કઠેડા પાસે જોયા પછી તે યુરોપિયને મને કેમ નહિ બતાવ્યું હોય? એ એક આશ્ચર્યકારક બીના મને લાગી.

પણ મારૂં એ આશ્ચર્ય તે રંડાએ મટાડયું: તે આમ

એક દિવસ ખાવાનું લઈને તે આવી ને મને તેજ વાત પૂછી કે જે અગાઉ પૂછવામાં આવી હતી:

" તારા આશક સાથે પરણવાનો વિચાર હવે થયો છે ?

મેં ભોજનને લાત મારી ને તેને પણ લાત માર-વાની મારી ઇચ્છા હતી. પરંતુ હું તેને લાત મારૂં ત્યાર પહેલાં તે દિવાનખાના બહાર નીકળી ગઇ ને બારણું બંધ કરી દીધું.

બ્હારથી તે બોલી:

" આટલું બધું જોર છે તે હું જોઉં છું કે તું ક્યાં સુધી ટકાવી રાખે છે? ગયા છે ત્યાંથી આવવા દે તારા આશકને....તારા હાડકા હળવા કરાવું નહિ તો મારૂં નામ કાળી નહિ. "

તેના એ કથનમાંથી બે વાત હું જાણી શકી એક તો એ કે મારા પર ફીદા થઈ પડેલા તે યુરોપિયન લંડનમાં નથી,—બહાર ગામ–ક્યાંય પણ ગયા છે—ને તેથીજ તેણે મ્હોં બતાવ્યું નથી....બીજી વાત એ કે તે રંડાનું નામ જણાઇ ચુક્યું.

શું....કાળી !....ને વાંચનાર ! તે ખરેખર કાળીજ હતી ! દેખાવમાંયે કાળી ચે હૃદયમાંયે કાળી....!

થોડા દિવસો પછી તે યુરોપિયને મને મ્હોં બતાવ્યું એ વખતે પણ કાળી તેની સાથે હતી.

કાળી અંગ્રેજી ભણેલી હતી તે યુરોપિયન તેને કહેતો તે મને કહેતી ને હું કહેતી તે યુરોપિયનને સ્હમજાવતી.

એ વાતચીતમાં હું જાણી શકી કે તે યુરોપિયનનું નામ સ્મીથ હતું.

....ને એ વાતચીત બીજી શું! હું સ્મીથ સાહેબને પરણવા માગું છું કે નહિ? મેં તો રોકડુંજ પરખાવી દીધું કે:

"હું આ જન્મે એકને પરણી ચુકી છું તે બીજાને પરણવાની નથીજ! માટે મને સતાવશો નહિ."

જ્યોતિનું મને એ વખતે સ્હેજ સ્મરણ થઈ આવ્યું પરંતુ તુરતજ તે હું ભૂલી ગઈ.

મ્હારી ચોકખી ના હોવા છતાંયે કાળીયે તો સ્મીથને એમજ કહી માર્યું કે "હું તેની સાથે પરણવા ખુશી છું, ને હું તેને ચાહતી થઇ છું."

એ સાંભળીને સ્મીથ હસ્યો અને કાળી તેને એકાન્ત આપવાના હેતુથી ચાલી ગઈ ને જતાં જતાં મારા તરફ તેણે એક દૃષ્ટિ ફેંકી તે દૃષ્ટિએ મને કહ્યું: તારી પવિત્રતા ઉપર તરાપ પડે છે તે તું જો!"

....ને એમજ થયું!...કાળી ગઈ, કમાડ બંધ થયું ને સ્મીથ સાહેબે મારી નજીકમાં પગલાં કર્યાં. મારો જીવ કંઠમાં આવી ભરાઈ ગયો. . . .

તેણે એકદમ મારો હાથ પકડયો ને મેં જોર કરીને તે છોડાવ્યો.

પુનઃ મારો હાથ તેણે પકડ્યો, મેં બુમરાણ કરી મુકી; ઘણુંક આક્રંદ કર્યું; પરંતુ કામ વિવશ સ્મીથે તે લેશ પણ ગણકાર્યું નહિ ને મારા શરીરને તેણે ભુજા પાશમાં બદ્ધ કર્યું.

ઓહ !....સિતમ !....મારૂં શરીર એક પરપુરુષના શરીર સાથે–બલાત્કારે પણ–ચંપાતું હતું !...ને....ને હમણાં જ તેના ઓષ્ઠો મારા ઓષ્ઠોને ચુંબી લેશે !....મારી પવિત્રતા સદાના માટે કલંકિત થઇ જશે !....ઉફ !....મેં દાંત વચ્ચે જીભ દાબી !....ખુબ દાબી....જીભ કરડીને આત્મહત્યા કરી જવાનું મેં પસંદ કર્યું.

મારા મોંમાં જીભને દાંત સતાવતા હતા–વીંધતા હતા તેની સ્મીથ સાહેબને ખબર ન હતી ને મને ચુમવા માટે તેણે ચેષ્ટા કરી.

પણ ત્યાં તો હું ધબ દઇને પડી. મારા મોંમાંથી લોહી નીકળતું હતું તે જોઇને સ્મીથ ગભરાયો ને બુમ મારીઃ "કાળી !"

તુરત જ કાળીનું કાળું મોં એ દિવાનખાનામાં ઝગક્યું હશે કે કેમ તેની મને ખબર નથી કારણ કે હું તો તે વખતે બેશુદ્ધ દશામાં પડી હતી.

હા ! વાંચનાર !...મેં જીભ કરડી હતી; પરંતુ તેથી

મારૂં મૃત્યુ નીપન્યું નહિ; ને તેથીજ મારી કથા અહીંથી આગળ વધી શકે છે:

હું એ વખતે રામ શરણ પામી ગઇ હોત તો !.... તો શું !....આ કથા આટલેથીજ અટકી પડત :

પરન્તુ હજીયે મારા ઉપર સિતમ વરસાવવાનો બાકી હતો એટલે મારી જીવન દોરી તુટી નહિ.

જ્યારે હું શુદ્ધિમાં હતી ત્યારે હું ક્યાં હતી ?

એક ભોંયરામાં હું કેદ હતી. વિલાયતમાં આવા ભોંયરા હશે કે કેમ ? ત્હેની મ્હને આજ શુધી ચોક્કસ ખબર હતી નહિ, આજે મને ખબર પડી કે વિલાયતમાંયે ભોંયરા હોય છે. ને મેં એવું એક ભોંયરૂં નજરે પડયું.

એ ભોંયરામાં શું હતું ? ચોતરફ ભયાનક અંધકાર !.... અંધકારથી હું ઘેરાયલી હતી. મને ભોંયરામાં પુરવાનો હેતું શું હશે ? કદાચ હું મરી ગઈ છું એમ ધારીને મને આ ભોંયરામાં નાખી દીધી હોય કે જેથી મારા મૃત્યુની ખબર કોઇને પડે નહિ; ને સ્મીથનું પાપ ગુપ્ત રહી શકે.

પણ યુરોપિયન જેવી ચાણાક્ષ વ્યક્તિ મારી બેશુદ્ધીથી એમ કલ્પી લે કે હું મૃત્યુ પામી ગઇ છું.

મને કંઇજ સમજણ પડી નહિં કે ભોંયરામાં મને પુરવામાં તેમને શું પ્રયોજન હશે....? હું તો એટલુંજ સમજી શકી કે મારી પવિત્રતા અદ્યાપિ પર્યંત લુંટાવા પામી નથી.

ને એટલીજ સમજણ મને બસ હતી. વધારે જાણ-વાની મને શી જરૂર?...પણ આ ભોંયરામાં હું કેવી રીતે જીવી શકીશ? આ વિચાર મારા મગજમાં ઘુમ્યો.

"જેવી હરીઇચ્છા." મગજમાંથી રણકાર થયો ને મેં હરિઇચ્છા ઉપર મારૂં જીવન મૂકી દીધું.

ને આખી આલમ હરિઇચ્છાનેજ આધિન છે ને?

બે દિવસ સુધી હું અવ્યસ્થિત રીતે એ ભોંયરાના અંધકાર વચ્ચે પડી રહી....પણ ત્રીજે દિવસે ક્ષુધાનું જોર એટલું વ્યાપ્યું કે મારી નસો જાણે હમણાજ તુટી જશે એમ મને લાગ્યું.

લથડીયાં ખાતી હું ઉભી થઇ... અંધકાર એટલો ભીષણ હતો કે કાંઇ સુઝતું ન હતું.

ધીમે ધીમે હું ભોંયરાના ગર્ભમાં ફરવા લાગી ને હાથ ફેરવવા લાગી. એક દિવાલને મારો હાથ અડકયો ને હું ઉભી રહી....એ દીવાલ ખડબચડી હતી એમ હાથ ફેર-વવાથી મને સમજાયું.

એ દિવાલ ઉપર મારો હાથ ફરતો હતો ને અન્તર કમ્પતું હતું. ફરતાં ફરતાં મારા હાથે એક શોધ કરી:

...તે શું!...બરાબર દીવાલની મધ્યમાં એક નાની બારી હતી ને તે ઉપર મારો હાથ ફર્યો. એ બારીનું બારણું લાકડાનું હતું એમ મેં જાણી લીધું ને મારી સઘળી

શક્તિને એકઠી કરીને મેં એ બારણામાં મુક્કી મારી.....
બારણું ઉઘડી ગયું ને મારૂં શરીર તેમાંથી જઇ શકશે
એટલા બાંકોરાને મેં જોયો.

એ બાંકોરા વાટે થઇને હું ભોંયરાની બહાર નીકળી:
મારૂં શરીર સહેજ ઉઝરડાયું; પરંતુ મને એ વખતે તે
દરકાર ન હતી.

ભોંયરામાંથી બહાર નિકળીને મેં શું જોયું? ભોંય-
રાને બીજો ખંડ! ને વચ્ચે એક નિ:સરણી:

પેલા ખંડ કરતાં આમાં સ્હેજ ઓછો અંધકાર હતો.

હું એ નિ:સરણીપર ચડી. ઉંચે એક ન્હાનો પત્થર
હતો જે મેં ખસેડયો ને હું કયાં આવી પહોંચી?

એક જાહેર રસ્તા ઉપર હું આવી ગઇ ને મને
હિમ્મત આવી. શયતાનના સંકષ્ટમાંથી છુટી શકવા માટે
મેં પરમાત્માનો આભાર માન્યો.

પણ મારે જવું કયાં? લંડન મેં તો શું મારા બા-
પદાદાએ પણ જોયું ન હતું એક ટેકસી ભાડે કરીને
દરિયા કિનારે હું ગઇ!

સદભાગ્યે તેજ વખતે મુંબઇ ઉપડનારી સ્ટીમર તૈયાર
ઉભી હતી. મારી પાસે રોકડ તો હતી નહિ એટલે ટીકીટ
લેવું મને મુશ્કેલ લાગ્યું.....પણ તુરતજ મારી દૃષ્ટિ આંગ-
ળીયો પર ગઇ. એક વીંટી તો ટેકસીવાળાને આપાઇ ગઇ

હતી. બાકી ત્રણ વીંટીઓ હતી ને તે નંગજડિત હોઇ તેની કિંમતમાંથી ટીકીટ મળી રહેશે એમ મને લાગ્યું.

અને ત્યાં ફરતા એક જન્ટલમેનને મેં એ વીંટીઓ બતાવી. એ જન્ટલમેને વીંટીઓ જોતાં જોતાં મારા સામું ટગર ટગર જોયા કર્યું.

મને લાગ્યું કે તેની આંખોમાં વિષયનું અંજન અંજાય છે.

ને એમજ થયું !....તેણે પોતાની બદદાનત જાહેર કરતાં મારા હાથમાં નોટોનું બંડલ મૂકયું; તે એમ કહીને કે; " મારે ત્યાં તમે આવો ને આ....લ્યો. "

મારે શું કરવું ? મેં ચાલાકી વાપરી.....શું !....એક ટેક્સી ભાડે કરી લાવવા કહ્યું.

તે બિચારો કુલાતો થોડે દુરના ટેકસીના સ્ટેન્ડ તરફ દોડી ગયો.

અહો ! કલિયુગના કાળા માનવીઓની હૃદયમલિનતા કેટલી બધી હોય છે !

આ શબ્દો કાંઈ સકળ માનવીઓ માટે નથી....દુનિયામાં કાળી ને ધોળી બન્ને બાજુ હોઈ શકે છે. ને તેથી પાપીઓની સાથે ધર્માત્માઓ પણ દુનિયા ઉપર વિચરે છે. એ વાત હું માન્ય રાખું છું ને એવા ધર્માત્માઓના પવિત્ર ચરણમાં મારા કરોડો નમસ્કાર હો !

વાંચનાર ! જન્ટલમેન ટેકસીના સ્ટેન્ડ તરફ દોડી ગયા ને મેં ત્યાં ફરતા એક પોલીસને કહ્યું કે: "મને બચાવો ! હું આજે મુંબઇ ઉપડતી સ્ટીમરમાં જવા માટે અહિં આવી છું, ને બદમાસો મારી પાછળ પડયા છે.

"ભલું થજો તે પોલીસ ભાઇનું ! કે તેણે મને આશ્વાસન આપ્યું....ને પેલા જેન્ટલમેને મને પોલીસના રક્ષણ તળે જોઇને પોબારાજ ગણી ગયા.

મને તેમાં નોટોના બંડલનો લાભ થયો જેનો ઉપયોગ મેં ટીકીટ લેવામાં કર્યો. પોલીસે મને ટીકીટ લાવી દીધી ને બચેલી નોટો મેં તે પોલીસ ભાઇને આપી દીધી.

પ્રથમ તો તે સ્વીકારવા ના પાડી; પરન્તુ જ્યારે મે અત્યંત આગ્રહ કર્યો ત્યારે ત્હેણે મારી એ ભેટ સ્વીકારવાની ઉદારતા બતાવી.

હું સ્ટીમરમાં બેઠી....ને તુરતજ સ્ટીમર ઉપડી.

'હાશ !' મેં ઉદગાર કાઢયો:

ઘણે દિવસે અમારી સ્ટીમર મુંબાઇના બારામાં આવી પહોંચી ને હું ત્યાં ઉતરી ને ત્યારથી હું મુંબાઈમાં રહેવા લાગી.

ને વાંચનાર !...આ લખતી વખતેયે હું મુંબઈમાં છું એક આલીશાન મકાનમાં છું પણ જીંદગી તો દુ:ખમાંજ વિતાવું છું.

ક્ષયની માંદગીમાં હું બચી પરન્તુ આ માંદગીમાંથી હું બચીશ નહિ એમ મને લાગે છે.

વાંચનાર ! કાંઇ ખ્યાલ આવે છે મારી માંદગીનો ? મને કોઢ નિકળ્યો છે ને રૂંવે રૂંવે કીડા ખદબદે છે.

મારૂં સૌન્દર્ય નષ્ઠ થઇ ગયું છે એમ કહીશ તો ચાલશે. ને ચંપાના નક્ષત્રિકચીત સુમન પરિમલને શરમાવે એવી મારા વપુ સુમનમાંથી સત્ગંધ ઉડતી હતી તેજ મારા શરીરમાંથી અત્યારે એટલી દુર્ગંધ છુટે છે કે બસ, ન પૂછો વાત !

મારાથી ખવાતું નથી ને પીવાતું પણ નથી. ત્રણ દિવસ થયા હુ નિરાહાર છું મારા હાથ પગમાં સહેજ પણ શક્તિ નથી.

ને આવી સ્થીતિમાં મારી પાસે કોણ આવે ? સેંકડોં યુવાનોને મારા શરીર સૌન્દર્યથી આકર્ષ શકતી તેજ હું અત્યારે છું....ત્યારે કેમ મારી પાસે અત્યારે કોઇ આવતું નથી.

કોણ આવે ?....વાસનાના ભોગી યુવકોની દૃષ્ટિએ હવે હું નિર્માલ્ય લેખાઉં છું !....ને નિરાધાર દર્દીની સારવાર કરવાની દરકારવાળા પરોપકારી યુવકો હજી ભારત ભૂમિમાં ક્યાં જનમ્યા છે !

હું એકજ નહિ; પરન્તુ મારા જેવી સેંકડો—અરે ! હજારો લાખો નિરાધાર યુવતીઓ કાંઇને કાંઇ દુઃખદર્દમાં રીબાઇ છે ને એ વાતનો કોણ ઇન્કાર કરશે ?....

ને એ મારા જેવી નિરાધાર નારીઓનાં દુઃખો દુનિયાના દેહધારીઓ નથી જાણતા એમ છે?....નહિ!....જાણે જાણે છે!...રડતી–આપઘાત કરતી–અમને જુએ છે! ને તે છતાંય–અફસોસ–સહહજાર અફસોસ!–કોઈના આત્મામાં અરેરાટ ઉત્પન્ન થતી નથી.

પછી સેવાવૃત્તિ તો ક્યાંથીજ હોય!

ને હું કહું છું કે એવી વિરલ એવા વૃત્તિ ભારત ભૂમિમાં ઉત્પન્ન થવાને હજી સૈકાઓ જોઇશે.

હું ઇચ્છું છું કે મારી આ ભાવી વાણી પરમાત્મા ખોટી પાડે.

બસ!....મારા પ્યારા વાંચનારાઓ! હવે રજા!.... મારી દુખદ સ્થિતિનો ચિતાર આપીને હું તમને દુઃખી કરવા માગતી નથી.

પણ કથા સમાપ્ત કરતાં પહેલાં મારે થોડુંક કહેવાનું છે

વાંચનાર! તમે જગતના શંકર હો કે પાર્વતી હો–અરે સાદા શબ્દોમા કહૂં–ભાઇ હો કે બ્હેન હો–પણ મારી આ કથામાંથી કાંઇને કાંઇ સાર અવશ્ય લેશો,

વાંચનાર ભાઈઓ!....તમારા માટે સાર એ ગ્રાહ્ય કે કે જગતની સ્રીઓ ઉપર અત્યાચાર વ[illegible]વાની [illegible] વાળાઓનો કમકમાટ ભર્યો વિનાશ કરે

કોઈપણ સ્ત્રીને જીંદગી ધુળમાં મેળવવી ન પડે.

બીજું ઘણુંયે સ્હમજવા જેવું છે, ને સ્હમજવાનું હું ત્હમારી બુદ્ધિ ઉપર છોડું છું..

ને વાંચનાર બ્હેનો !

ત્હમારે એ સાર લેવાનો છે કે દુનિયામા કાળી અને ગોળી બન્ને બાજુઓ છે. તેમાં સારા માણસો કરતાં કાળા મેંઢાઓ બહુ વસે છે કે ' સુન્દરી ' નેજ શોધતા ફરે છે.... પોતાની પાપ વાસનાને આધીન થઇને !.... એવા કોઇપણ શયતાનના સપાટામાં સપડાવાનુ દુર્ભાગ્ય ત્મને પ્રભુ ન અર્પે !. ને કદાચ એવાં સંયોગોમાં સપડાઈ જાઓ તો મ્હારી નમ્ર વિનતી છે કે આત્મ હત્યા કરી જજો પરન્તુ પવિત્રતાનું લીલામ થવા દેશો નહિ. કે સતિ સ્ત્રીની પંકિતમાં જેનું નામ અમૃતાક્ષરે અંક્તિ થાય એજ જીવન ધન્ય છે !— મ્હારા આ શબ્દો ઉપર હસસો નહિ !.. હું એમ નથી કહેવા માગતી કે ત્હમો શિયળ પ્રિય નથી... ઉભરાતા હૃદયના વેગથી બે બોલ કહ્યા છે તેથી ખોટું ન લગાડતાં પવિત્રપણે જીવન વિતાવી જીવ્યું સફળ કરજો !

" ને એક વાત વિશેષ !

હું આ કહેતી વખતે કેવી બે હાલતમાં છું ત્હેનો " હું ત્મ'ને કયા શબ્દોમાં આપી શકું !.... પણ
આ મ્હારા પાપનું પ્રાયસ્ચિત છે !....કયાં

પાપ !....મારા જ્યોતિનું સ્મરણ સુદ્ધાંયે ભુલી ગઈ તે....ને પાપના પ્રાયશ્ચિતમાં હું જે પીડા પામુ છું તે અસહ્ય છે..... ત્હમારે તે પરથી એજ્ઞાન લેવું કે જેને દીલ આપ્યું હેનાથી કદી પણ બેવફા થવું નહિ.

ન્હાના મ્હોંએ થતી મ્હારી આટલી ધૃષ્ટતા ક્ષમા કરશો.

બસ !. મ્હારે જે કહેવાનું છે તે એટલુંજ ને તે કહેવાઈ ગયું !...

ત્યારે હવે સમાપ્ત !

વાંચનાર વીરા ! જા, તારી પ્રિયતમા ત્હારા ગૃહ મન્દિરના પૂણ્ય દ્વારમાં અમૃત થાળવન્તી ત્હને વધાવવા ઉભી છે જા; ને ત્હારા પ્રિયતમાના હાથ સૌભાગ્ય તિલક પ્રાયી કરે !.... અત્યંત આતુર નયને તે તારી રાહ જોઈ રહી છે !

ને વાંચનાર બ્હેન ! જા ત્હારા અધરામૃતનું પાન કરવા ગૃહાંગણે ટેલી રહ્યા છે. જા; ને ત્હારા પ્રિયતમની ભુજા પાશમાં બદ્ધથા.... ને મ્હને આશિર્વાદ આપ. કે હું મ્હારી આ જીવલેણ ને દુઃખદ માંદગીમાંથી સત્વર મુક્તિ પામું; ને મરીને સ્વર્ગમાં મ્હારા પ્રિયતમ જ્યોતિને જઈને મળું !

....કલ્યાણ !.... કલ્યાણ હો વાંચનાર!.... ભાઈ બ્હેન હો.... પરમ કૃપાળુ પરમાત્મા તમારૂં મંગળ કરો !.... મંગળ કરો ?

સમાપ્ત

સચિત્ર મીરાંબાઇ ૧ લો ૦–૧૦
,, ,, ૨ જો ૦–૧૦
સચિત્ર મહાકસા ચરિત્ર ૦–૧૨
સચિત્ર ડાકુની દીકરી ૦–૮
પ્રપંચી પતિવ્રતા યાને
ભોળો ભરથાર ૦–૪
ડાહ્યો કે દીવાનો ૦–૩
સાચત્ર મહા સતી દમયંતી ૦–૬
શ્રી સતિસુલસા સચિત્ર ૦–૪
ખુબ સુરત ગાયનો ૦–૬
બાદશાહ બીરબલ ૦–૮
લાલ દીવો ૦–૮
પવિત્ર કુમાર સચિત્ર ૦–૧૦
ખુબસુરત બલા ૦–૧૪
સચિત્ર સત્યવાન સાવિત્રી ને
સિદ્ધરાજઅને જસમાઓડણ ૦–૮
ભયંકર ભુતાવલીનો
ગેબી ચમત્કાર ૦–૮
સચિત્ર સત્સંગ ભજનાવળી
ગ્લેજ કાગળ–પાકું પુઠું
સોનેરી બાયન્ડીંગ, ૧–૮
ઓખાહરણ ૦–૬
એકાદશીની કથા ૧–૬
સચિત્ર રામલીલા ભા.૧લો ૦–૧૦
,, ,, ૨ જો. ૦–૧૦
બંને ભેગા ૧–૪

સચિત્ર મોટું તુલસીકૃત
રામાયણ ૬–૦
ગીરધર કૃત રામાયણ ૪–૦
શુદ્ધ કાવ્ય દોહન ૧–૫ ભાગ ૧–૮
સુદા બહોંતેરી ૧–૮
ગુજરાતી ભાષાનું પંચીકરણ ૧–૮
શોભના યાને સુધામય
સંસાર ૦–૬
સચિત્ર પિચાશ પ્રતિમા યાને
ભક્ષક કે રક્ષક ? ૦–૮
ચંડીપાઠ સટીક ૧–૧૨
પંચરત્ન ગીતા ૧–૨
સચિત્ર સત્યનારાયણની કથા ૦–૪
(બે ચિત્રો સાથે)
પ્રિતમની વાણી ૦–૧૨
બૃહત્ ઈંદ્રજાળ ૦–૧૨
એકાદશીની કથા પાનાં ૧–૮
,, ચોપડી ૦–[illegible]
ગરૂડ પુરાણ પાનાંમાં ૨–૦
ગરૂડ પુરાણ (ગુજરાતીમાં) ૦–૧૨
અષ્ટાધ્યાયી રૂદ્રી સટીક ૦–૧૨
જાદુઇ ફાનસ ૦–૮
સુવાસીની સરલા ૦–૧૨

**બુકસેલર રણછોડલાલ મોતીલાલ**

પુસ્તકો વેચનાર- અમદાવાદ.

